આજ કરૂં પરતીગન સત્ય હું,
કાલ કરૂં ઈમ દિન ન ખૂટે;
આપ જુઓ પતિ ! અર્જુનશા બળી,
કૃષ્ણ જશા શિર હાથથી કૂટે,
વલ્લભ કર્ણ ઘટોત્કચને હણી,
ગાજી ગયો પતિ ! રાજી અખૂટે. ૧૦૬

છું અબળા, પતિ જો નબળા,
મતિ હારત હારત હારત હા ! જે,
છું અકળા અતિ, જો ન કળાપતિ,
જારત જારત જારત ઝાજે;
છું અમળા રતિ, જો ન કળાવતિ,
રંગ સુરંગ સુરંગ સુરાજે,
છું અકળા સતિ જો ન કળા ગતિ,
વલ્લભ વલ્લભ વલ્લભ વ્યાજે. ૧૦૭

---

૧૦૬ કર્ણના દેખતાં દુઃશાસનને મારો જોઈએ, એ અર્થ સિદ્ધ કરવાને તે બાબત સંભારી આપતાં દ્રૌપદી કહે છેઃ જ્યાં ઈ૦–સ્પષ્ટ છે. તર્ણ—તરણું. પરતીગન–પ્રતિજ્ઞા. રાજી અખૂટે–અંને અપાર રાજી પણ થયા !

૧૦૭ છું ઈ૦—દ્રૌપદી એ પ્રમાણે કહીને તેને વધારે કોપાવવાને ભીમની પાસે અફસોસ કરે છેઃ છું ઈ૦—હા ! ( અરે ! ) હું તો અબળા છું પણ મારા પતિ પણ જે નબળા ( નિર્બળ ) છે, તો મારી જે મતિ છે તે હારત, હારત, હારત, ( અનેક વાર હારી જાય છે ). વળી જો મારા પતિ પાસે કળા ( શૌર્યાદિકના અંશોનો સાદમો ભાગ-અથવા યુક્તિ પ્રયુક્તિ ) નથી, તો હું પણ અતિ અકળા ( તેજ કે આનંદની લગાર પણ કળા–અંશભાગ ) વિનાની છું, અને તેજ મને.ઝાઝે ( ઘણા પ્રકારે ) જારત, જારત, જારત, ( અનેક પ્રકારે બાળે છે ). હવે શરીરે ચોળવાના સુગંધ મારે શરીરે નથી લગાડવા એવા હેતુથી તેને ઉદ્દેશીને કહે છેઃ જો કે હું કળાવતી ( કળાવાળી ) નથી તથાપિ અમળા ( નિર્મળ ) રતિ ( પ્રીતિ ) વાળી છું, તો

# ભીષણભીમક્રોધાનલ-કથન.

## અન્યજાતિ કવિત.

અરે ! નારી નીચ વેણ, કથી કેમ કષ્ટ દેણ,
વીતે શું આજની રેણ, દુઃશાસન જીવ જાય;
સાથે શ્યામ તુંય જાય, બોલતાં નહિ લજાય,
નિંદાકારને સજાય, કરૂં શેણે શિવ થાય;
ભોપાળિયા પોળિયા તું, આવ આવ વે'લો આવ,
લાવ લાવ ગદા લાવ, ખાંતે ખાંડું ક્ષીવ રાય;
કાળી બાળી સોત ટાળી, એના રૂધિરમાં મા'લી,
લગાવું સુઅંગ રાગ, વલ્લભ જો નીવ ના'ય. ૧૦૮

---

મારે અંગે તે (નિર્મળ રતિ રૂપ) રંગ અને સુરંગ સુરંગથી (સારા રંગથી-સારી છટાથી) સુરાજે છે—સારા શોભે છે. અર્થાત્ પતિઓ ઉપર મારી નિર્મળ પ્રીતિ એજ મારે શરીરે રાગ ચોપડેલા છે, માટે મારે આ આણેલાં અત્તર ગુલાબ શું કરવાં છે? છેવટ મર્મ વચન કહેછે કે, વળી મારામાં કળા સંબંધી ગતિ (જ્ઞાન) નથી તથાપિ મારા વલ્લભ (વાહાલા) વલ્લભ (સ્વામીઓ)ના બ્યાજે (નિમિત્તથી) હું અકળા (ન કળી શકાઉં એવી)-શત્રુઓના હાથમાં ન આવું એવી સતી છું. તમારા પરાક્રમને બાહાને હું શત્રુઓને અગમ્ય સતી થઈ છું. તાત્પર્ય કે તમારામાં પરાક્રમ હોત તો દુઃશાસન વગેરે મારૂં સભા મધ્યે અપમાન શું કરી શકત! પણ તમારૂં પરાક્રમ તો એક બ્યાજ (બાહાનું) માત્ર છે-તમે નામનાજ પરાક્રમી છો!

૧૦૮ ભીષણ ૯૦—ભીમના ભયાનક ક્રોધાગ્નિનું કથન. અન્યજાતિ કવિત-ઘનાક્ષરી. દ્રૌપદીનાં મેહેણાં સાંભળીને ભીમ કોપીને દ્રૌપદીને કહે છે: અરે ૯૦-૨૫૯૮ છે. વીતે શું ?-અર્થાત્ નજ વીતે. રેણુ-રાત. રાત ન વીતતાં દુઃશાસનનો જીવ જાય. સાથે ૯૦—અને જો તું બોલતાં લજાતી નથી તો હે

નો'ય નો'ય નારી ધર્મ, ભીમ ભીષણો છે પર્મ,
નિંદાકેરાં પામો કર્મ, વીણી વીણી હાથમાંય;
એમ વદી ત્રાડ પાડી, ગર્જના આષાઢ ઘાડી,
દ્રૌપદી શું દીધ ગાડી, કંપ કંપ સાથ માંય;
આંખ લાલચોળ ભાળી, પાંખ શું ગરૂડ ટાળી,
ધાંખ આજ તું કરાળી, કાસળોજ કાથમાંય;
વલ્લભેશ્વરાકવીશ, વલ્લભા ડરાવે ઇશ,
પોળિયા પરોઢ થાય, કાઢું વંક માથ માંય. ૧૦૯

ભાખી એમ વાર વાર, આસફાટ જંઘ ધાર,
હોઠ દાબી માર માર,ના ઉચ્ચાર ના વિચાર;

---

શ્યામા! તેની સાથે તું પણ જાય-નાશ પામે. નિંદાકાર-દ્રૌપદી. સજાય-શિક્ષા. શિવ-કલ્યાણ-ભલું. ભોપાળિયા-પોળિયાનું નામ. ખાંતે ઈ૦-જેથી કરીને હું ક્ષીવ (અધમ) રાગ (રાજા)ને ખાંડું (કચરી નાખું). અર્થાત્ અધમ દુઃશાસનને મારૂં. કાળી બાળી-શ્યામા (દ્રૌપદી) સ્ત્રી. વલ્લભ ઈ૦—વલ્લભ કહે છે કે ભીમ પોતાના નીવ (નીમ)માં ના'ય (સ્નાન કરે છે) અર્થાત્ પ્રતિજ્ઞા પૂરી કરે છે તે જો.

૧૦૯ નો'ય ઇ૦-હે નારી આ ધર્મ (યુધિષ્ઠિર) ન હોય (કે જે તારાં કડવાં વચન સાંખી રહે). ત્રાડ-ચીસ. ઘાડી-અર્થાત્ મોટી. ગાડી દીધ-દાટી દીધી. કંપ ઇ૦-સઘળા સાથ (ચાકર નોકરો)માં કંપ (ધ્રુજારો) પથરાઇ રહ્યો. જાણે પાંખ વગરનો ગરૂડ હોય તેવો તે વેગમાં આવી ગયો. (રૂપક) ધાંખ ઇ૦-હે કરાળી (વિકરાળ સ્ત્રી!) તારા કાથ (કોવત)માં આજ તું કાસળોજ ધાંખ (ધંખનાકર. અર્થાત્ જો) વલ્લભેશ્વરા ઈ૦—વલ્લભ નામે કવીશ્વર કહે છે કે એ પ્રમાણે ઇશ (ભીમ) વલ્લભા (વાહાલી સ્ત્રી-દ્રૌપદી)ને ડરાવે છે. અને બોલે છે કે, હે પોળિયા! જો પરોઢ થાય (થઇ જશે, અને તેથી મારી પ્રતિજ્ઞા નહિ પળાય તો તેનો વાંક માથ માંય (તારે માથે) હું કાઢું, અર્થાત્ તે તારો વાંક ગણાશે.

જંબુકશી સિંહ નિંદ, જાણતી ન ભીમ રિંદ,
કરૂં કાળી છિંદ ભિંદ, ના અસાર નાજ સાર;
તારૂં લાવું લોહી એને, એનું લાવું લોહી તુંને,
પછે નાર નિંદે કેને, ના સવાર ના ઉજાર;
ગદા લાવ ગદા લાવ, હર્ષ આવ ક્લેશ થાવ,
વલ્લભ વલ્લભ ગાવ, ના ઉલાર ના ધરાર. ૧૧૦

## કૃષ્ણાભયકથન.

ભાખી એમ ઉભો હોય, હાથણી શું જીવ ખોય,
કપોતી શું કંપ જોય, શું કૂડકે બાજ બાજ;
મૃગલીએ શેર દીઠો, બગલી (એ)ગરૂડ ધીઠો,
ઢગલી શ્રી બિચ સાપ, કશાં કે'વાં કાજ કાજ;
રખે વાઘ ગંથિ ખાય, એવો ઉભો થાય થાય,
કંપ આપથી સમાય, સ્તબ્ધ થાય તાજ તાજ;

---

૧૧૦ દ્રૌપદીનાં વચન રૂપ ઉદ્દીપનથી વ્યક્ત થયેલા રૌદ્રના અનુભાવ વર્ણ્યું છે: ભાખી ઇ૦—સ્પષ્ટ છે. આસફોટ ઇ૦—શ્રોતા ! ભીમ જંઘાને આસ્ફોટ કરે છે–થાબડે છે તે તું ધાર ( જાણ ) જંબુકશી ઇ૦—જંબુકશી ( શિયાળ જેવી ) દ્રૌપદી ભીમ સરખા સિંહની નિંદા કરે છે પણ તે જાણતી નથી કે ભીમ તો રિંદ ( અરિંદમ )–શત્રુઓને દમન કરનાર છે. ના ઇ૦—હું અસાર કે સાર જોવાનો નથી. લાવું લગાડું. એને–દુઃશાસનને. એનું–દુઃશાસનનું. ના સવાર ઇ૦—સવાર પણ ન થાય કે ઉજાર ( અજવાળું ) પણ ન થાય. હર્ષ ઇ૦—ગમે તો હર્ષ આવો કે ક્લેશ થાઓ. પણ વલ્લભ કહે છે કે આપણે વલ્લભ (પરમેશ્વરને) ગાઓ ; કેમકે તેથી આપણને તો ઉલાળ કે ધરાળ ( નફો નુકસાન ) નથી ! અથવા, હર્ષ આવો કે ક્લેશ થાઓ, તે વિષે વલ્લભ ( ભીમને ) ઉલાળ કે ધરાળ નથી–તેના શૂરના આવેશમાં તે હાનિલાભ જોતો નથી.

વલ્લભ શેણે લખાય, લેખણી શેણે ઘસાય;
કંપ કાય થાય થાય, કોપ્યો ભીમ રાજ રાજ. ૧૧૧

કૃષ્ણા ચિત્રશી લખાય, વાઘ જેમ સ્વપ્ન ખાય,
આગ ગેહ ખાય થાય, તેવી દીન દામણીજ;
ધન લેઇ ચોર જાય, શસ્ત્ર જોઇ દીન થાય,
હાલે ન હલાવ્યો હાય, એવી ઉભી કામનીજ;
પિતાશ્રીના ગુણ ગાય, રે વખાણથી લજાય,
હાય તેવી થાય થાય, સુક્ષત્રાણી નામનીજ;
ભીમ માગતો ગદાય, બોલતો જેતું બકાય,
કૃષ્ણા કૃષ્ણ સા'ચ થાય, રે વલ્લભ હામ નિજ. ૧૧૨

---

૧૧૧ હોય–થાય. હાથણી ઇ૦–જેમ સિંહને ઉભો થયેલો જોઇને હાથણી પ્રાણ તજે છે તેવી દશા દ્રૌપદીની થઇ. બીજાં દૃષ્ટાંત આપે છેઃ મૃગલી ઇ૦–સ્પષ્ટ છે. શેર–સિંહ. ધીટો–ધૃષ્ટ–નિર્લજ–તોફાની. ઢગલી ઇ૦–શ્રી ( લક્ષ્મી )ની ઢગલીની વચ્ચે સાપને જોઈને તે લેવા જનારની જેવી દશા થાય તેવી દશા દ્રૌપદીની થઇ. કશાં ઈ૦–ભીમનાં કાજ કાજ ( કામ કામ ) કશાં ( શાં ) કહેવાં ? કંપ ઇ૦– દ્રૌપદીનો કંપ તો આપથી ( એની મેળે સમાય–સમાઇ ગયો અને ( ભયથી ) તે સ્તબ્ધ થાય ( થઇ ગઇ ). તાજ તાજ –સ્ત્રીઓમાં તાજ ( મુકુટ )રૂપ દ્રૌપદીનો. વલ્લભ ઇ૦—વલ્લભ કહે છે કે ભીમનો કોપ અને દ્રૌપદીનો ભય તે મારાથી શેણે ( કઇ રીતે ) લખાય ( અર્થાત એ તો અકથ છે ) અને લખાય નહિ ત્યારે લેખણી ઘસાય પણ શેણે–કશાથી? ( માત્ર એટલુંજ લખુંછું કે ) રાજ રાજ ( રાજાનો રાજા ) ભીમ કોપ્યો ( અને તેથી દ્રૌપદીની ) કાયાએ કંપ થાય કંપ થાય–દ્રૌપદી અતિશય કંપવા લાગી.

૧૧૨ ભયથી સ્તબ્ધ થયેલી દ્રૌપદીનું વર્ણન કરે છેઃ કૃષ્ણા ઈ૦–સ્પષ્ટ છે. કૃષ્ણા–દ્રૌપદી. લખાય–જણાય. અથવા, જાણે ચિત્રમાં લખેલી ( આળેખેલી ) હોય તેવી દ્રૌપદી થઈ ગઈ. તે હાલતી ચાલતી નથી તેનું દૃષ્ટાંત આપે છેઃ વાઘ ઈ૦—જેમ સ્વપ્નમાં વાઘ ખાઇ જતો હોય અને તેથી જેમ સ્તબ્ધ થઇ જવાય છે તેવી તે થઇ. (સ્વપ્નામાં અલ્પ ભયાદિક ઘણી અસર કરે છે તે સર્વને અનુભૂત છે ). આગ ઈ૦—જેમ આગ ઘરને ખાય ( બાળી નાખે )

## પાંડવસેનાભયકથન.

સુણી ભીમના હોકાર, પાર્થ કરતો પોકાર,
અરે ભીમ યુદ્ધ ગયો, એકલો અજંપતાજ;
ગર્જના અપાર કરી, બાણ પાણ ધરી ધરી,
આવતા નકુલ કુલ, દુકુલન કંપતાજ;
સહદેવ યુધિષ્ઠિર, ધૃષ્ટદ્યુમ્ન સાત્યકિજ,
ભય પામી કૃષ્ણ ધાયા, દોડી દોડી દંપતાજ;
ગર્જના સુણી જે દિશ, ધાયા આવ્યા ભાગી રાત,
રાઢ રાંડ સાંઢફેરી, શે વલ્લભ જંપ તાજ. ૧૧૩

---

અને તેથી ઘરધણી જેવો દીન અને દામણો થઈ જાય તેવી દ્રૌપદી પણ દીન અને દામણી થઇ ગઈ. ધન ઇ૦—જેમ કોઇના ઘરમાંથી ચોર ધન લેઈ જતો હોય અને તેની પાસે શસ્ત્ર હોય તે જોઇને ઘરધણી દીન થઈ રહે તથા હાય! ( અરે ) તે જેમ હલાવ્યો છતાં હાલે નહિ, એવી તે કામની સ્તબ્ધ ઊભી છે. પિતાશ્રી ઇ૦—( વલ્લભ વળી બીજું દૃષ્ટાંત આપે છે કે ), જેમ કોઈ મનુષ્ય મારા પિતાશ્રી--પ્રેમાનંદના ગુણ ગાય ( વખાણ કરે ) અને તે, તે વખાણથી જેમ લજાય છે તેમ હાય! ( અરે ) દ્રૌપદી પણ નામની સુક્ષત્રાણી થઈ ગઈ. દ્રૌપદી કહેતી હતી કે હું ક્ષત્રિયની પુત્રી અને પત્ની છું ) પણ અરે! તેણે કાંઇ પરાક્રમ ન કર્યું! ( પ્રેમાનંદને પોતાનાં વખાણ પસંદ નહોતાં એ તેના કાવ્યગ્રંથોમાં કરેલા તેના વિનયથી પણ સાબિત થઈ શકે છે; વલ્લભ એવા વિનયથી વિરુદ્ધ ફક્કડ હતો માટે તેનો પિતાના અતિ વિનયની નાપસંદગીનો ઉભરો અહીં પણ નીકળી ગયો જણાય છે ). જેતું–જેટલું. કૃષ્ણા ઇ૦—વલ્લભ કહે છે કે, કૃષ્ણાને કૃષ્ણ સાહ્ય થાય એટલી નિજ ( પોતાની–દ્રૌપદીની ) હામ હતી.

૧૧૩ પાર્થ–અર્જુન. અજંપતાજ ( અજંપતાંજ )–ન જંપતાં. ગર્જના ઇ૦–તેથી ભીમને મદદ કરવાને અપાર ગર્જના કરીને અને પાણ ( હાથમાં ) બાણ ધરી ધરીને નકુળ આવતા હતા અને તેમનાં કુલ દુકુલન ( સઘળાં વસ્ત્રો ) કંપતાં હતાં ( દોડવાથી ). વલ્લભ કહે છે કે, એ તો રાંડ અને સાંઢફેરી

ગદા ક્યાંજ? ગદા ક્યાંજ! લાવ્ય પોળિયા પરોઢ,—
થાય નીર જાય મારૂં, ભીમ નામ ભામણેજ;
કૃષ્ણા અને દુઃશાસન, બેય કરૂં રનવન,
ધન બળ ધન તેને, ભખે ભખે દામણેજ;
સુણી ભીમના ઉચ્ચાર, ટોળે મળી સર્વ ઉભા,
રાણી જાયો કોણ એવો, કે તંબુ ઊજામણેજ;
વાસી ઘર ચોર પેઠો, માર મારે ધણીને તે,
કોણ પે'લો જાય માંહે વલ્લભ સરામણેજ. ૧૧૪

તંબુ પુઠે તંબુરાશા, અંબુ આણી આણી ફરે,
લંબુએ તો રોકયા સર્વ, કંબુગ્રીવ આવિયોજ;
અર્જુન કે' રાડ મોટી, હવે થાવ શેજ ખોટી,
તંબુ ચીરી ચાલો માંય, ન અન્યાય ભાવિયોજ;
યુધિષ્ઠિર સ્થિર હોઇ, ભાખિયા સુદૃષ્ટિ જોઇ,
કૃષ્ણરાજ તાજ મારા, કરો કાજ કા'વયોજ;
વલ્લભ કવીશ જાય, શાંત સર્વ કોઇ થાય,
દ્રૌપદી ઉમંગી કાય, ફંદ ફેલ ફાવિયોજ. ૧૧૫

---

(ધણી ધણીઆણીની) રાઢ (લઢાઇ) હતી, તેમાં તે બધાએ શે જંપ (શાંતિ) ને તાજ (ત્યાગ) કર્યો?

૧૧૪ નીર–પાણી. ભીમ ઈ૦–મારૂં ભીમ એવું નામ ભામણેજ (અ- ર્થાત્ વૃથા) જાય છે. (ભ્રમણા ઉપરથી એ શબ્દ થયો છે. જે ભ્રમણા હોય તે વૃથાજ હોય છે માટે વૃથાના અર્થમાં કવિએ વાપર્યો છે). ધન બ૦–જેને ધન (ઘણું) બળ છે એવો હું ભીમ ધન (ધન્ય) છું, તેને (દ્રૌપદી) દામણેજ ભખે છે!–તેને દામણો કહી તુચ્છકારી કાઢે છે? ઊજામણેજ—ઉઘાડો કરે —જાય. સેરામણેજ–સહાય કરવાને (?)

૧૦૫ અંબુ-પાણી. જોર–બળ. લંબુ–ભીમ. કંબુગ્રીવ–અર્જુન. ન ઈ૦—દ્રૌપદીને ભયભીત કરવા રૂપ ભીમનો અન્યાય તેને ભાવ્યો નહિ–ગમ્યો નહિ. સુદૃષ્ટિ જોઈ–સારી નજરથી જોઇને અથવા સારી પેઠે વિચાર કરીને.

## ક્રોધાંધલક્ષણ.

ભલે ભલે ભુંડો ભલો, ક્રોધકુંડે આવી કળ્યો,
થાય અંધ પે'લા તેહ, સુમુનિ દેવ દાનવી;
અંગ રક્ત થાય પછે, ક્રોધ રક્ત કાય ગ છે,
થાય શોચ નાશ ભય, ભૂલે હરશા જાન્હવી;
વા'લાકેરો વેરી થાય, કૃત્યકેરો કેરી થાય,
મરદ ને મેરી થાય, સાચા શાણા તે રાનવી;
પંગુ પાયધર થાય, દિવ્ય દૃષ્ટિ (ધર) શૂન્ય થાય,
બ્રહ્મા જેવા ભોળા ભૂલે, તો કશા કશા માનવી. ૧૧૬

---

તાજ—માથાનો મુકુટ રૂપ. કા'વિયો—બોલ્યો. વલ્લભ ઇ૦—વલ્લભ કવીશ—કહે છે કે, હવે કૃષ્ણ તંબુમાં જાય છે અને સર્વ કોઇ શાંત થાયછે ( શું બને છે તે જાણવાની ઇચ્છાથી સઘળા ચુપ થઈ જાય છે ), તે જોઇને દ્રૌપદી કાયામાં ઉમંગ પામી અને તેણે કરેલો ફેલનો ફંદ ( પ્રપંચ ) ફાવીઓ—ફાવી ગયો.

૧૧૬ ક્રોધરકત કાય ગ છે—ક્રોધથી તપેલું લોહી પછી કાયામાં વેહેવા માંડે છે. થાય ઇ૦— શોચ અને ભય બન્નેનો તે અવસ્થામાં નાશ થાય છે. હરશા ઇ૦—શિવ જેવા ( પોતાની પત્ની ) જાન્હવી ( ગંગા )ને પણ ભૂલે ( તો પછી ભીમ દ્રૌપદીને ભૂલે એમાં શું આશ્ચર્ય ? ) કૃત્યકેરો ઇ૦—તે કેહેર વર્તાવનારાં કૃત્ય કરે. મરદ ઇ૦—પછી ગમે તો તે મરદ હો કે મેરી( સ્ત્રી )હો. સાચા ઇ૦—ખરેખરા શાણા હોય તે રાનવી—રાની—જંગલી મનુષ્ય જેવા (વિવેકહીન) થઈ જાય. પંગુ ઇ૦—પાંગળો હોય તથાપિ ક્રોધના આવેશમાં તે પાયધર ( પગવાળો ) થાય—પગવાળાની પેઠે જુસ્સાથી ચાલવા માંડે. દિવ્ય ઇ૦—દિવ્ય દૃષ્ટિવાળા—જ્ઞાની પણ શૂન્ય (જ્ઞાન શૂન્ય)થાય. બ્રહ્મા ઇ૦—ભોળો બ્રહ્મા જેવો હોય તથાપિ તે તે વખતે ભૂલે છે. રૌદ્રના અનુભાવ રૂપ ક્રોધનાં લક્ષણ કહીને કવિ વ્યંજિત કરે છે કે, દ્રૌપદી જેને અતિ વાહાલી છે એવો ભીમ તેને મારવાને તૈયાર થઇ જાય એ ક્રોધદશામાં બનવા યોગ્યજ છે—અર્થાત્ 'અસંભવ' દોષનો અહીં અવકાશ નથી.

# કૃષ્ણોપદેશથી કૃષ્ણાએ કથેલાં વેણ.

વિચારી જશા કબંધ, મૂળે ઝાઝો ના સંબંધ,
તેવા થયા ક્રોધઅંધ, કો દનુ દેવ જાયા છે;
રે વિચારી અવિચારી, સુઆચારી અનાચારી,
થાય તેવા આ તો ક્રોધી, રે કશી કથું કાયા છે;
પાસ થઈ કૃષ્ણ ગયા, ભીમ ભટ્ટે ના પિછાન્યા,
ક્રોધ ક્રોધ કાયા ક્રોધ, જેહને ક્રોધે સાયા છે;
પ્રેમાનંદ વ્યાસમુનિ, જેને લાગી કૃષ્ણધૂનિ,
કે'તા તે તો કૃષ્ણકૃત્ય, (કે'તા) વલ્લભ ક્રોધ માયા છે. ૧૧૭

---

૧૧૭ કબંધ—રામાયણમાં વર્ણેલો એક મોટા માથા વગરનો દૈત્ય, કે જે સદા વિચારશૂન્ય રહેતો હતો. ભીમને તેની સાથે સરખાવીને કવિ કહે છે કે ભીમ કબંધ જેવા તો વિચારવાળા હતા, અર્થાત્ વિચારશૂન્ય હતા અને મૂળેજ બુદ્ધિ સાથે ઝાઝો સંબંધ નહોતો. તેવા પુરૂષ વળી ક્રોધઅંધ થયા એટલે પછી તે દનુજાયા ( દાનવ ) કે દેવજાયા ( દેવ ) હોય તોપણ શું થયું ! અર્થાત્ દેવ કે દૈત્ય ગમે તે ક્રોધમાં અવિચારી થઈ જાય છે તો આ ભીમ તો મૂળથીજ અવિચારી હતો અને વળી ક્રોધી થયો એટલે શું પૂછવું ? રે વિચારી ઈ૦—રે ! જેમ કોઈ વિચારી ( વિચારવાન્ ) હોય તે ક્રોધમાં અવિચારી થાય છે અને સુઆચારી હોય તે અનાચારી થાય છે, તેમ આ તો મૂળેજ ક્રોધી સ્વભાવના અને વળી ક્રોધનાં ઉદ્દીપન મળવાથી વિશેષ ક્રોધી બન્યા, એટલે તેની કાયાનું સ્વરૂપ તો હું શું કહું ? ક્રોધમયતાનું દૃષ્ટાંત આપે છે: પાસ ઈ૦—સ્પષ્ટ છે. પ્રેમાનંદ ઈ૦—પ્રેમાનંદ અને વ્યાસમુનિ જેમને કૃષ્ણની ધૂનિ ( લેહ) લાગી છે—કૃષ્ણ ઉપર જેઓ પ્રેમાસક્ત થઇ ગયા છે તે તો એમ કહેતા હતા કે એ કૃત્ય ( ભીમની પાસે થઇને કૃષ્ણ ગયા પણ ભીમે જાણ્યું નહિ તે ) કૃષ્ણનું છે, પણ વલ્લભ તો એમ કહેછે કે, એવું કાંઇ નથી, પણ એ તો ક્રોધની માયા ( ભૂલવણી ) છે ! પ્રેમાનંદનું મત ખંડન કરવાને બાહાને તેને વ્યાસમુનિની હારમાં ગણીને વલ્લભે તેની સ્તુતિ વ્યંજિત કરી છે. વ્યાજનિંદા.

કૃષ્ણાકેરી કને કૃષ્ણ, જઈ સજાવતા તૃષ્ણ,
ધન્ય સખી શાણી અચ્છા ક્રોધ ઉપજાયા છે;
વદો સખી વદો તમે, શૂર થાઓ નારી પરે,
કયો ધર્મ શૂરતણો, જે વેરી વિસરાયા છે;
બેઠા કરવા પ્રતિજ્ઞા, તો તો ધરો રૂડી પ્રજ્ઞા,
આમ થાઓ કશા અજ્ઞા, ભામની ભલ વા'યા છે;
બોલો બોલો બાળા ઝટ, મૂકો અન્ય ખટપટ,
સિંચો દ્રુમ વનિતા જે, રૂડેરા નિપાયા છે. ૧૧૮

મૂળે સતી મહામતિ, કૃષ્ણસખીકેરી ગતિ,
ઉણમની કેવી મતિ, સુણિયે બોલ બાળા જે;
સ્વામી ક્રોધી શીદ થાવ, સાધો દુશમિન દાવ,
ખરૂં કહેતાં ખોટું લાગે, હું કશું કરૂં વા'લા ! તે;
પ્રતિજ્ઞા પ્રમાણ કરો, પછી આવી હુંથી વઢો,
કામકેલિ બિચ હાગે, ન હોય શસ્ત્રવાળા એ;

---

૧૧૮ કૃષ્ણા ઈ૦—કૃષ્ણ કૃષ્ણા ( દ્રૌપદી ) ની પાસે જઈને તેને તૃષ્ણ ( તૃષ્ણા–ઇચ્છા ) સજાવતા- ભીમને વધારે શૂર ચઢાવવાનાં વચનો કહેવાની રૂચિ ઉત્પન્ન કરતા ( કરે છે ). કૃષ્ણ દ્રૌપદીને કહે છે કે, ધન્ય ઈ૦—હે શાણી સખી! ધન્ય છે! તેં અચ્છા ( સં૦ अच्छ–નિર્મળ, સારૂં, એ ઉપરથી ) સારો ક્રોધ ઉપજાવ્યો છે. હે સખી ! તમે એને વદો વદો ( કહો કહો ) ઈ૦—સ્પષ્ટ છે. પ્રજ્ઞા–બુદ્ધિ. અજ્ઞા ( અજ્ઞ )—અજ્ઞાની. ભામની ઈ૦–ભામનીએ ( મેં ) તમને ભલ ( ભલા ) વા'યા છે—છેતર્યા છે, અથવા ભામની ( દાસીએ ) તમને અંગરાગને બાહાને ભલા છેતર્યા છે, અથવા કૃષ્ણ કહે છે કે, હે ભામની! ( દ્રૌપદી ) તેં એને ભલો વાવ્યો છે! સિંચો ઈ૦—હે વનિતા! જે તમે રૂડેરૂં દ્રુમ ( ભીમને પ્રતિજ્ઞા સંભારી આપી શૂર ઉત્પન્ન કરાવવારૂપી વૃક્ષ ) નિપાયું [ નિપજાવ્યું ] છે તેને સિંચો. અર્થાત્ હવે ભીમના ક્રોધની વૃદ્ધિ પૂરેપૂરી કરીને ધરેલી પ્રતિજ્ઞા સિદ્ધ કરાવો. [ મનહર છંદ. ]

નર્કે નાખું અમો જાણી, પ્રતિજ્ઞા ભુલાવું જાણી,
હતું એવું નાથ મારા, તો ઝાલવીતી માળા જે. ૧૧૯

જેત્તા ક્રોધે મને મારો, જેત્તા ક્રોધે લોહી જાળો,
એત્તો ક્રોધ લાવો અંગ, જો દુઃશાસન ઉપરે;
તો પછી રૂધિરપાન, થઇ આવો લોહી વાન,
આ તો વિધિ વંશકેરો, (જે) વંશ સૌત જઇ જરે;
મારો વાંક માત્ર એક, (જે) પ્રતિજ્ઞા પ્રમાણ કીધ,
અંગરાગ લાવ્યો નહિ, તો હશે હશે સ્વકરે;
ભૂલ્યાં ત્યારે ભણ્યાં અમો, એસો તમે દમું અમો,
વલ્લભ વલ્લભા સમો, જોઈ વદે નહિ ડરે. ૧૨૦

---

૧૧૯ મૂળે ઇ૦—મૂળમાં તે સતીજ મોટી બુદ્ધિની હતી અને વળી તેમાં કૃષ્ણ સખી ( કૃષ્ણમિત્ર )ની ગતિ ( બુદ્ધિવૈભવ )નો વધારો થયો એટલે પછી ઉણમ ( ઓછાપણા )ની મતિ ( બુદ્ધિ-વિચાર ) તો કેવી હોય !—એટલે પછી શું બાકી રહ્યું ? સુણિયે ઇ૦—બાળા ( દ્રૌપદી ) જે બોલ બોલી તે સાંભળો. સાધો ઇ૦—દુશમીન ( શત્રુ )નો દાવ સાધો—શત્રુને દાવમાં આણી મારો. નર્કે ઈ૦—હું તમોએ કરેલી પ્રતિજ્ઞા જાણીને તમને તે યાદ ન કરાવું, અને એવી રીતે જાણી જોઈને તમને નરકે નાખું શું ? અર્થાત્ મેં તો તમને પ્રતિજ્ઞાનું સ્મરણ કરાવીને મારો ધર્મ બજાવ્યો છે. માટે તમારે મારા ઉપર ન કોપતાં પ્રતિજ્ઞા સિદ્ધ કરવી જોઇએ એ ધ્વનિ છે. અથવા, હું તમારી પ્રતિજ્ઞા જાણીજોઇને ભૂલાવીશ અને તેજ રીતે નર્કે પણ નાખીશ, એવું જો હતું તો, હે મારા નાથ ! ( પ્રથમથીજ ) હાથમાં માળા ઝાલવી હતી !

૧૨૦ જેત્તા—જેટલા. જાળો—બાળો. એત્તા—એટલો. તો ઈ૦—તો પછી રૂધિરપાન ( કરીને ) લોહીવાન ( લોહીવાળા ) થઇને આવો—આવોજ. પણ આ વિધિ તો ( શત્રુને મારવાને બદલે મનેજ મારવાને તૈયાર થયા છો તે ) વંશકેરો ( વાંસનો ) છે, કે જે વંશસૌત જઇને જરે ( બળે ) છે. ( વાંસ અંદર અંદર ઘસાઇને નાશ પામે છે તેવી આ રીત છે ). મારો ઇ૦—મારો વાંક માત્ર એકજ છે; તે એ કે મારે શરીરે અંગરાગ મેં લગાડ્યો નહિ અને

જો આવો ફેવા નાથ, દુઃશાસન લોહી સાથ,
વધાવું હું જોડી હાથ, રે લાવું અંગરાગને;
જગાવો જગાવો ક્રોધ, માની માની મારો બોધ,
શોધ લિયો શત્રુકેરી, રે રચી રણ જાગને;
પે'લો એને મારી આવો, પછે મુને મારે ભાવો,
ફોકટ ન આમ ફાવો, રે ભુસો પે'લા ડાઘને;
નિં અબળા હું કોને, વંદુ સબળા હું કોને,
બ ખબળા પર જો, તોનિંદુ નિંદુ ભાગ્યને. ૧૨૧

લીજે પાર્થકેરી સા'ય, એકલે ન કામ થાય,
વાંકું વાંકું બોલો નાથ, તે આવે કશું કામનું;
અંગરાગકેરૂં ટાટ, સ્વામી ઉભું સજી ઠાઠ,
આવતાં વધાવું નાથ, (આ)અંગ માનું ન ચામનું;
ગોપાળિયો પોળિયો જે, ગદા શંખ લાવ્યો તેવે,
લીજે નાથ લીજે નાથ, ધન્ગ કૃત્ય ઉદ્દામનું;
કવીશ્વર વલ્લભ શા, ફક્કડ અક્કડ હોઈ,
કયે સહુ કપટ એ, હશે સુંદરશ્યામનું! ૧૨૨

---

તેમ કરીને તમારી પ્રતિજ્ઞા મેં પ્રમાણ કરી ( માન્ય રાખી ); હવે તે તમારે-જ પ્રમાણ ન રાખવી હોય તો તમે સ્વકરે ( પોતાને હાથે ) તેને હરો હરો ( તોડો ). બેસો ઈ૦—તમે બેસી રહો અને અમો દમું ( હું શત્રુને મારી આવું ), એવું હું બોલી તે પણ મારી ભૂલ છે. વલ્લભા—દ્રૌપદી. સમો—વખત.

૧૨૧ શોધ લિયો—ખબર લ્યો—મારો. રણજાગ-રણ રૂપી યજ્ઞ. મારે—મારવાથી, સબળા—(ભીમનું સંબોધન). બળા ઈ૦—જો તમે મજ અબળા પર બળા (બળવાન) થશો ( અને બળવાન્ શત્રુ ઉપર બળ નહિ દાખવશો—એ વ્યંગ્ય ) તો હું મારાં ભાગ્યનેજ નિંદુખું !

૧૨૨ અંગરાગ ઈ૦—તમે દુઃશાસનને મારીને આવશો ત્યારે

## ભીમભાષણ.

ગદા શંખ હાથ થાતાં, આનંદતો મન ભીમ,
સુણ્ય સતી કટાક્ષી તું, પ્રતિજ્ઞાકેરૂં પ્રમાણુ;
મોટી વાત લાગે તને, તે તો છોટી મારે મને,
મર્મબાણ મારીશ ન, થયું થયું હે અજાણુ!
શું કરૂં અબળા જાત, કશી દાખું શૂર ખ્યાત,
ભીમ પ્રિય ભણે લોક, બસ બસ મસ માણુ;
તોય કૃષ્ણા સાંભળ તું, પ્રતિજ્ઞા પ્રમાણુ મારૂં,
હવે બોલે નિશ્ચે મારૂં, વલ્લભા! ગુણની ખાણ. ૧૨૩

મોટી કરૂં પ્રતિજ્ઞા હું, દુઃશાસન જીવ લેવા,
દિન સત્તરની રાત, ન થાય કદી કામિનિ!
ઉનું ઉનું રૂધિર જે, પિઉં પેલું અરિતણું,
ગાય આ છે ગાય આ છે, ભૂલાવું તેહ ભામિનિ!
વસ્ત્ર વિણ કીધી તને, વસ્ત્ર વિણ હણું એને,
ભીમ નામ તે તો ભાખ, કહું છું સત્ય સ્વામિનિ!

---

અંગરાગનું ટાટ (થાળ) આપને વધાવી લેવાને હાઠ સજીને સામું ઉભું જ છે. અથવા હાઠ સાથે અંગરાગનો થાળ સજીને હું ઊભી રહીશ. આ.ઇ૦— આ (તમારૂં) અંગ હું ચામનું નથી માનતી (અર્થાત્ દિવ્ય માનું છું). કપટ ઇ૦—સભામાં આવ્યા પછી અને ભીમને ઠંડો પાડ્યા પછી પોળિયો ગદા અને શંખ લાવ્યો, અને તે પૂર ક્રોધમાં હતો ત્યારે ન લાવ્યો, એ કપટ.

૧૨૩ કટાક્ષી–કટાક્ષવાળી. હે અજાણુ!–મારા બળને ન જાણનારી હે દ્રોપદી! થયું થયું–બસ થયું–તારૂં બોલવું બંધ કર. કશી ઇ૦–તારા ઉપર મારા શૂરની ખ્યાતિ શી દાખવું! તને શું મારૂં? ન મારવાનું બીજું કારણ: ભીમ ઇ૦–લોક તને ભીમની પ્રિય (પ્રિયા) ગણે છે. માટે બસ બસ, મસ માણુ–ઘણું કહ્યું એમ અનુભવ કર–જાણ. વલ્લભા ઇ૦–હે ગુણની ખાણરૂપ વલ્લભા!

એમ કહી ઉભો થયો, મત્ત શું મયંદ મોટો;
લીધી ગદા હાથ જાણું, ઝબકી શું ય દામિનિ.　　૧૨૪

સમુદ્રનું સારૂં ફેન, દુનિઆનું યશપાત્ર,
ઐરાવત અદ્રિપતિતણો રખે ઝાલ્યો કર;
એવો શંખ લેઇ ભાખ્યો; સુણો સુણો સતી શ્યામ !
શંખનાદ કર્યા પૂઠે, ભાખ્યું તે તો મન ધર;
એમ બોલી શંખ વાય, પારાવાર પ્રલય શું,
ધૂ ધૂ ધૂ કરે જાણે નાશવા સૃષ્ટિ જરેજર;
શકે હોય અંતમેઘકેરી મોટી ગર્જના એ,
વલ્લભ ફૂંકિયો શંખ, જોએ એથી કેતો ડર.　　૧૨૫

શંખકેરી ગર્જનાથી, આકાશના ગ્રહ તૂટયા,
ગાભણીના ગાભ છૂટયા, વેરી વા'લા થયા કાંપ;

---

૧૨૪ ગાય ઇ૦–દ્યૂતમાં હારીને વન જતી વેળાએ દુઃશાસને દ્રૌપદીને ગાય, ગાય, કહીને અપમાન કર્યું હતું તે. વસ્ત્રવિણ હણું–વસ્ત્ર વિનાનો કરીને મારૂં. સ્વામિનિ !–સ્ત્રી ! મત્ત–માતેલો. મયંદ–હાથી. દામિની–વીજળી.

૧૨૫ ભીમના શંખનાં ઉપમાન કહેછેઃ સમુદ્રનું ઇ૦—સમુદ્રનું સારૂં (મેલ વગરનું ) ફેન ( ફીણ ), દુનીઆના યશનું પાત્ર ( 'યશ'નો વર્ણ શ્વેત કલ્પેલો છે માટે ), અદ્રિપતિતણો ( પર્વતોની પાંખો કાપનાર ઈંદ્રનો ) ઐરાવત ( એ નામનો શ્વેત હાથી ), એ સર્વને રખે કર ( હાથ )માં ઝાલ્યા હોય તેવો શંખ ભીમે હાથમાં લઇને તે ભાખ્યો–બોલ્યો. સતી શ્યામ–હે સતી સ્ત્રી ! પારાવાર પ્રલય ઇ૦—જાણે જરેજર ( તમામ ) સૃષ્ટિને નાશવા ( નાશ કરવા )ને પ્રલયકાળનો પારાવાર ( સમુદ્ર ) 'ધૂ ધૂ ધૂ' શબ્દ કરે છે કે શું ?—ઉત્પ્રેક્ષા. અંતમેઘકેરી–પ્રલયકાળના મેઘની. જોએ ઇ૦—વલ્લભ કવિ કહે છે કે મેં એ ઉત્પ્રેક્ષાવડે શંખનાદથી ઉપજેલો ભય વર્ણવી બતાવ્યો છે; હવે એથી બીજો કેટલો વધારે ભય જોઇએ ? અથવા, કવિ કહે છે કે, શંખગર્જના તો વર્ણવી; હવે જોઇએ કે એથી કેટલો ડર ફેલાયો છે ?–હવે તેથી ઉપજેલા ડરનું વર્ણન કરીશું.

હાથી ઘોડા ઉંટો પાડા, પડી પડી ગયા આડા,
નિદ્રા મહાનિદ્રા પામ્યા, સૂતા બૂતા થયા ખાંપ;
જાગતા તે ઊંઘી ગયા, સુર અસુર બેશુદ્ધ,
કાય મૂઆ ઉભા થાય, સા'ય ખરે અસુ હાંપ;
વલ્લભ અમારો વીર, વાય વાય શંખ વાય,
ઓસાન તો જાય જાય, કપટી ચપટી શું ચાંપ. ૧૨૬

કર્ણમૂળ ફૂટી ગયાં, ગર્જનાથી એવાં થયાં,
પ્રાણધર પ્રાણી માત્ર, સુણો સુણો મળ્યા સબ;
કૃષ્ણ કૃષ્ણા છળવું શું, ભૂલી ઉભાં ચૂપા ચૂપ,
ચિત્ર લખ્યું જગ જેમ, તેમ સખી સખી તબ;
ગર્જના ઉપર ઘણી, તર્જના કરતો અરિ,

---

૧૨૬ વેરી વા'લા–શત્રુઓને અને મિત્રોને સહુને. નિદ્રા ઇ૦—જેઓ સૂતા બૂતા (સૂતાનું અનુકરણ વાચક) હતા તેઓ નિદ્રા પામ્યા અને જેઓ ઊંઘતા હતા તેઓ મહાનિદ્રા (ઘોર ઊંઘ–મૂર્છા) પામ્યા અને ખાંપ થયા (ખૂંપી ગયા–ચોટી ગયા–જડ રૂપ થઇ ગયા)! જાગતા ઇ૦–જેઓ જાગતા હતા તેઓ ઊંઘી ગયા–શંખના શબ્દથી બેભાન થઇ ગયા. સુર–દેવ. અસુર –દૈત્ય. કાય ઇ૦–ભીમની શંખ ગર્જનાથી કાય મૂઆ (મરી ગયેલા દેહો) ઊભા થાય છે, જાણે કે તેઓ ખરેખાત ફરીને પાછો અસુ (પ્રાણ) સા'ય–ગ્રહણ કરે છે કે શું? વાય–વગાડે. ઓસાન–હોશ–શુદ્ધિ. કપટી ઇ૦—કપટી (કપટ કરીને ભીમને શૂર ચઢાવનાર–કૃષ્ણ કે કૃષ્ણા) તો જાણે ચાંપ ચપટી (દબાવી) ન હોય તેમ સજડ થઈ ગયાં! આપણે તો આવું થશે એમ ધાર્યું ન હોતું અને ભીમ તો હાકી ઉઠયો! એવા વિસ્મયસ્થાયિથી આ કવિતમાં વર્ણેલા અલૌકિકના શંખનાદ રૂપ આલંબનથી, તેથી થતાં અતર્ક્ય કાર્ય રૂપ ઉદ્દીપનથી, તેમાં વર્ણેલાં મૂર્છા, જડતા, વગેરે અનુભાવથી, અને 'વલ્લભ અમારો વીર' ઇત્યાદિથી વ્યંજિત થતા હર્ષ વગેરે વ્યભિચારી ભાવથી શ્રોતાઓનો વિસ્મય સ્થાયિભાવ અદ્દભુત રસ રૂપે ફલિત થાય છે.

એક શ્વાસ એક પો'ર, વગાડિયો શંખ કબ;
અમો એવો સુણ્યો નથી, ચાર કે'તા બન્યું કથી,
ચિત્ત ચોઢી ચોઢી સુણો, કહીએ બન્યું સાહબ ! ૧૨૭

શંખ વાઇ બૂમ મારી, સુણ સુણ હે કરાળી,
આથમે જો સૂર્ય કાલ, દુ:શાસન લેવા પ્રાણ;
સૂરજને રજ કરી, લોટાવું પૃથ્વીની માંય,
નિશિપતિ થાય કદા, નિધિ નાખું થાય જાણ;
જયદ્રથ મારવાને, દિનફેરી રાત કીધી,
વળી દિન કરી માર્યો, કૃષ્ણ ચક્ર તાણ તાણ;
એમાંનું અમો ન ધારૂં, નિશ્ચે નાર કાલ મારૂં,
સા'યક એક સાયક, બીજી ગદા માણ માણ. ૧૨૮

---

૧૨૭ પ્રાણધર પ્રાણી માત્ર-જીવવાળાં સઘળાં પ્રાણીઓ. સબ-બધા. સખી-અંગરાગ લાવનારી અને બીજી સખીઓ. તબ-ત્યારે. ગર્જના ઈ૦—ગર્જના કર્યા પછી વળી તે અરિ [ શત્રુ ]ની તર્જના [ તિરસ્કાર ] પણ કરતો હતો. દુર્યોધનનો દૂત તેને કહે છે કે, એક સાંસ [ એકે શ્વાસે એક પોહોર લગી કોઈએ શંખ કબ ( ક્યારે ) વગાડયો છે? અર્થાત્ એ કાર્ય ન થવા જેવું આશ્ચર્યકારક છે. ( **વિસ્મય સ્થાયિની વ્યંજના** ). ચાર-દૂત. કે'તા ઈ૦—જે બન્યું હતું તે કથીને [ વર્ણવીને ] કહેતા. સાહબ ! ( સાહેબ )—હે દુર્યોધન મહારાજા ! આ કવિતમાં પણ 'કર્ણમૂળ ફૂટી ગયાં ' વગેરે વાક્યથી શંખનાદના ગુણોના મહિમાનું કથન કરીને દુર્યોધનના વિસ્મયનું ઉદ્દીપન કર્યું છે તથા શંખનાદ સાંભળનાર કૃષ્ણા, કૃષ્ણ, સખી, વગેરેના સ્તંભ રૂપ અનુભાવ વર્ણ્યા છે, માટે **અદ્ભુત રસ** પ્રતીત થાય છે.

૧૨૮ વાઇ-વગાડીને. કરાળી-અઢાર આક્ષોહિણીનો નાશ કરાવવાના હેતુરૂપ વિકાળ યોગિણી જેવી દ્રૌપદી. આથમે ઈ૦-જો દુ:શાસનના પ્રાણ લેવા કાળ ( કાલે ) સૂર્ય આથમે તો અથવા, કાલ( થતા સવારે ) જો દુ:શાસનના પ્રાણ લેવા ( પેહેલાં ) સૂર્ય આથમે તો, તે સૂરજને રજ ( ભૂકો ) કરીને પૃથ્વીની માંહે લોટાવું ! ( એટલે આથમેજ નહિ ). જો નિશિપતિ ( ચંદ્ર ) થાય

સા'યક જો થાય કોઈ, પે'લો મારૂં તેને જોઈ,
એકલો અડગ્ગ અડું, સત્યા સત્ય અમો વદું;
પુરંદર ધુરંધર, આવે મોટા મુનિવર,
ભીષણ જે ભીષ્મ આવો, નકી નાર નહિ બદું;
વ્યર્થ જાય પ્રતિજ્ઞા જો, સાત પેઢી પૂર્વજને,
તાણીતાણી નર્ક નાખું, જો અમો ખુંદણાં ખદું;
હત્યાઓને વ્હોરૂં અમો, જૂઠા બોલા ચૂકું સમો;
વલ્લભેશ્વરનો વીર, કેત્તા મદ માંય મદું. ૧૨૯

ટાટ ઠાઠબંધ ઝાલ, જાણીંતું જો રાત ભાળ,
કૃષ્ણા મન મા'લ મા'લ, કષ્ટ કષ્ટ ટાળ ટાળ;
આવ્યો કાળ જો કરાળ, ભીમ ભીષણો વિકાળ,
ના'ય નારી કો મરાળ, આ છે મોટેરો ધરાળ;
શાંતા ! શાંત રે' વિશાળ, તજવું પણું રીસાળ,
ખોલું આનંદની શાળ, વેણુ નાય આ મિષાળ;

---

( ઉગે ), અને તેનું મને જાણ થાય તો, તેને નિધિ ( સમુદ્ર )માં નાખું (એટલે ઉદયજ ન પામે ). કૃષ્ણ ઈ૦–કૃષ્ણે ચક્ર તાણુ તાણ કરીને. સાયક–બાણુ. માણુ માણુ–અમથી અમથી–સેહેજ ઉપયોગની, અથવા અનુભવ અનુભવ.

૧૨૯ મારે એમાં કોઇની મદદ પણ નથી જોઇતી તે વિષે કહે છે. સા'યક ઈ૦–સ્પષ્ટ છે. સા'યક–મદદગાર. અડગ્ગ–ન ડગું એવો થઇને. સત્યા –દ્રૌપદી ! પુરંદર-ઇંદ્ર. ધુરંધર–મુખ્ય–મોટો. ભીષણ–બીહામણો. ખુંદણાં ખદું–પ્રતિજ્ઞા સિદ્ધ ન થાય એમ અમથી–ખાલી દોડા દોડ કરૂં તો ? બીજા સમ ખાય છે: હત્યાઓને ઈ૦–જો અમો સમો (વખત અથવા પ્રતિજ્ઞા ) ચૂકું અને જૂઠા બોલા થાઊં તો અમો હત્યાઓને વ્હોરૂં–અમને બ્રહ્મહત્યા વગેરે હત્યાઓનું પાપ લાગે. વલ્લભેશ્વરનો વીર (વલ્લભે ગ્રંથના નાયક રૂપે વર્ણવેલો વીર ભીમ) કહે છે કે હવે કેત્તા ( કેટલા ) મદમાં મદું ( મત્ત થાઊં) !

એમ ભાખી પ્રિય બાળ, આલ્યો જગવતો ઝાળ,<br>
અગ્નિ હોમી શકે રાળ, વલ્લભ વખાણે માલ. ૧૩૦

તંબુ બા'ર લંબુ આવ્યો, શંખનાદ ભંખ ભાવ્યો,<br>
મારો ન ઉધારો લાવ્યો, વાયો શંખ ઘન શું ય;<br>
વેણ કેરે કે'ણ ફાવ્યો, એવો કોઈ કેવો કા'વ્યો,<br>
વાહ કે'તે રાહ ભાવ્યો, ભીમ ધન્ય ભીમ તું ય;<br>
તાવી તાંત માતી તાવ્યો, કોણ માત એણ ધાવ્યો,<br>
ભીમ બળસીમ આવ્યો, બળી બળી બળી હું ય;<br>
નવ કે'તો ન'વરાવ્યો, દવ કે'તો દવરાવ્યો,<br>
સવ કે'તો સવરાવ્યો, ભીમ નામ ના તજું ય. ૧૩૧

---

૧૩૦ ભીમ રણમાં જવાની તૈયારી કરીને પોતે કરેલી પ્રતિજ્ઞાઓની દ્રૌપદીને ખાત્રી કરી આપે છે: ટાટ ઇ૦—હે દ્રૌપદી, તું મને વધાવી લેવાને ટાટ [ પૂજાની થાળ ] ઠાઠબંધ ઝાલ. હું હવે જાઉંછું, અને મેં કહ્યું હતું કે હમણાજ જાઉંછું માટે જો રાત પણ છે. મા'લ–ખુશી થા. નો'ય ઇ૦—હે નારી! આ (હું–ભીમ) કોઈ મરાળ [ હંસ ] નથી, પણ આ તો મોટો ધરાળ (આગેવાન, અથવા ધરો–ખાડો ) છે. શાંતા ઇ૦–હે શાંતા! ( દ્રૌપદી ) તું વિશાળ ( અતિઘણી ) શાંત રહે; હું તારૂં રીસાળપણું તજાવું છું–પ્રતિજ્ઞા સિદ્ધ કરીને તને રીસાયલી મનાવું છું ! ખોલું ઇ૦—હું આનંદની શાળ (શાળા ) ખોલું–ઉઘાડું છું; હું જે આ વેણ બોલું છું તે મિષાળ ( મિષ–બાહાનારૂપ ) નથી, પણ ખરાંજ છે. પ્રિય બાળ—પ્રિય બાળા ( દ્રૌપદી ) ને. જગવતો–પ્રકટાવતો. માલ—હીર—પાણી—તેજ. કાંઇ માલ છે તો તેને વલ્લભ વખાણે છે, અથવા વલ્લભ પોતાના માલને ( કાવ્યના નાયકરૂપ માલને )વખાણે છે.

૧૩૧ લંબુ–ભીમ. ભંખ–બોલતો. અર્થાત્ શંખનો નાદ કરતો. મારો ઇ૦—ભીમ મારો મારો એમજ બોલતો હતો, 'મારો' નો કાંઈ ઉધારો પણ નહોતો લાવ્યો–રોકડોજ હતો. વાયો ઇ૦—શું જાણે ઘન–મેઘ હોય તેમ તેણે શંખ વાયો ( શંખ વગાડ્યો ). વેણ ઇ૦—જે કોઈ ભીમને જોઈને એમ

વાગી રણાંગણ હાક, ચઢી પૃથ્વી સર્વ ચાક,
ભીમ જાય જુદ્ધમાટ, લોહી પીવા દુઃશાસન;
વા'રને લગાવે લાત, ભ્રાતને ભગાવે ભાત,
ખરે મોટો એ ઉચ્ચાટ, નીશે કરે જો શાસન;
હારે ઇંદ્રિ યુદ્ધથકી, ભીમ હાર્યે કશી વકી,
ચળે ચંદ્ર સૂર્ય ઘાટ, યોગી માંડિયો આસન;
થાય એવું કદી ભલ્લ, હારે નહિ ભીમ મલ્લ,
દુશમીન ડાટી ડાટ, કરે એ નિશે અશાન. ૧૩૨

---

કહે કે હે ભીમ તને ધન્ય છે ધન્ય છે ! વાહ છે ! તેને એમ કહે તે રાહ–રસ્તો ( રીત ) ભાવ્યો. અર્થાત્ એ પોતાનાં વખાણની રીત ભીમને પસંદ પડતી. અને જે તેને એમ કહે કે “એવો તે કોઈ કેવો કા'વ્યો–કહેવાય છે. અર્થાત્ એવો–ભીમના જેવો કોઈ છે ?” તે મનુષ્ય તેને પોતાના એવા વેણના કે'ણ ( કથન )થી ફાવ્યો–ફાવતો આવ્યો–પસંદ પડયો ! તાતી ઇ૦—ઓણ ( હમણા ) માતને ધાવ્યો ( ધાવેલો ) એવો કોણ છે કે માતી ( માતેલી–બળવાન ) અને તાતી–તેજદાર તાંત ( ધનુષ્યની પણછ )થી તાવ્યો–તવાયલો–કસાયલો હોય ? અર્થાત્ ધનુષ્ય લેઇને મારા સામે થાય એવો કોણ છે ? કેમકે બળસીમ ( બળની સીમારૂપ ) હું ભીમ આવ્યો છું. બળી–બળવાન. નવ ઇ૦—જો હું કોઇને મારવા જતો હોઉં અને મને કોઇ નવ ( નહિ, નહિ ) એમ કહીને વારે તો તેને ન'વરાવ્યો ( લોહીથી નહવરાવી નાખ્યો ) એમ જાણવું. જો કોઈ મને દવ ( દબ–છૂપો રહે ) કહે તો તેને દવરાવ્યો ( દોરાવ્યો –દોડાવ્યો–નસાડયો ) એમ જાણવું. અને સવ ( સૅવ–સમ ) કહે તો તેને સવરાવ્યો–( સમરાવ્યો–પાંશરો કર્યો ) એમ જાણવું. એ બધું હું કરૂં અને એવી રીતે મારૂં નામ જે ભીમ કહેવાય છે તેને તજું નહિ.

૧૩૨ વા'રને ઇ૦–જે વારવા આવે તેને ( અથવા મદદગારને ) તે–ભીમ લાત લગાવતો હતો; પોતાના ભાઈઓને પણ તે ભાત ( ભાત ભાતથી ) ભગાવતો હતો, જો એને કોઈ વારવા જાય તો તેને એ નીશે ( નિશ્ચય ) શાસન –શિક્ષા કરે એજ ઉચ્ચાટ ખરેખર મોટો હતો. ભીમ ઇ૦—પણ ભીમની હાર્ય

કોઇ ગુપ ચૂપ વાત, કરતા કરણુ ખ્યાત,
મહાકાળી વિકરાળી, રૂપ લઈ ઉભો કર્ણ;
ઘટોત્કચ મહિષ જો, ભક્ષ્યો પે'લો ભલે ભજો,
બીજો મહિષો મારી એ, ગાજશે રૂડેરી ધર્ણ;
દુર્યોધન દાવ ચૂકે, હાથ આવ્યો ભીમ મૂકે,
અશ્વત્થામા વીસર્યો શું, એક રાતકેરે ઝર્ણ;
આવ્યું આવ્યું હાથ આવ્યું, મુખ માગી માગી ભાવ્યું,
યુદ્ધ જાણજો તજાવ્યું, ભીમકેરૂં કરી મર્ણ. ૧૩૩

---

થાય એવી વકી તો કશી ( શાની ) રાખવી ? ચળે ઇ૦—કદાચ ચંદ્ર અને સૂર્ય ધારથી ( તેમના ફરવાના માર્ગમાંથી ) ચળે અને માંડેલા આસનથી યોગી ચળે અથવા ચંદ્ર અને સૂર્ય નાડીઓ દ્વારા વાયુને રોકનાર તથા છોડનાર યોગી આસન માંડીને બેઠો હોય ત્યાંથી તે ચળે, એવું કદી ભલે થાય પણ મલ્લ ભીમ હારે નહિ. કેમકે એ તો દુશમીનનો ડાટવાળી તેને ડાટીને તેમનું નિશ્ચય અશન કરે ( ખાઈ જાય ) એવો છે.

૧૩૩ ભીમને રાત્રે એકલો વતો જોઇ સેનાઓમાંના લોકોનાં મત દર્શન દ્વારા કર્ણ શત્રુનું પરાક્રમ કથન કરી ભીમનું સાહસ વર્ણે છેઃ કોઈ ઇ૦—કોઈ લોકો ગુપચૂપ વાત કરીને કરણુની ( કર્ણની ) ખ્યાત ( કીર્ત્તિ ) કરતા હતા. એવી રીતે કે ભીમ જાય છે તો ખરો પણ આગળ કર્ણ વિકરાળી ( વિકાળ ) મહાકાળી રૂપ લઇને ઉભો છે મહાકાળી તો પાડાને ખાય છે, ભીમને તેમાં શી હરકત છે ? એવી શંકા દૂર કરતાં કહે છેઃ ઘટોત્કચ ઇ૦—એ કર્ણરૂપ મહાકાળીએ પેહેલો તો ઘટોત્કચ રૂપી મહિષ ( પાડા )ને ભક્ષ્યો છે, હવે ભલે બીજો મહિષો ( પાડો ) એ કાલિકાને ભજો, તેને મારીને પણ એ ધર્ણ ( પૃથ્વી ) ઉપર રૂડેરી ( ભલી રીતે ) ગાજશે. અથવા રૂડી ધર્ણ વિષે તે ગાજશે. અશ્વત્થામા ઇ૦-શું પોતાના બાપને પાંડવોએ માર્યા છે અને તે પછી એકજ રાત રૂપી ઝરણુ વહી ગયું છે—એકજ રાત ઝરી ગઇ છે-વીતી ગઇ છે, તો તે શું ભૂલી ગયો છે કે ભીમને છોડશે ? આવ્યું આવ્યું ઇ૦- જ્યારે ભીમ રૂપી ભક્ષ હાથ આવ્યું છે, અને શત્રુઓને મોઢે માગીને ભાવ્યું-ભાવતું હોય તે લેવાનું છે, ત્યારે ભીમનું મરણ કરીને પાંડવોને યુદ્ધ તજાવશે એમ જાણજો.

કોઇ હિત ધારી જાય, વારવાને દીર્ઘકાય,
મર્ણ તેનું નિશ્ચે થાય, ભીમ વિક્રાળ ભાથીથી;
મષક શું મહિષને, રોકી શકે કવિ કથો,
ખાળે સસુ સિંહને શું, જીતે શું કીડી હાથીથી?
તેમ મરે વારનાર, નીરનો તજાવનાર,
વેણુકેરો પાળનાર, છે શૂર સારમાથીથી;
વલ્લભ રિઝાવનાર, વીરતા ભજાવનાર,
કવનો કવાવનાર, જેહ કાસળો કાથીથી.　　૧૩૪

અર્જુન શા ઊભા એમ, ઇચ્છતા ન જેહ ક્ષેમ,
યુધિષ્ઠિર ધાઇ આવ્યા, કૃષ્ણા કૃષ્ણકેરી પાસ;
અહો અહો યદુરાજ, કીજે ગોષ્ટ સર્વ ત્યાજ,
ભીમ એકલોજ જાય, વારો વારો એહ ત્રાસ;
છિદ્ર જોઇ કર્ણ ઉભો, નિશ્ચે ભીમ જાય ડુબ્યો,
હણે હરી! દણે સર્પ, ભીમ જમપુર વાસ,!
બરદિયા બર્દ તારૂં, હરદિયા હર્દ હારૂં,
ગરદિયા ગર્દ તેં તો, શૂર પૂર કાજ દાસ.　　૧૩૫

---

૧૩૪ દીર્ઘકાય-ભીમને. મષક-મચ્છર. સસુ-સસલું. નીર-પાણી-બળ. વેણુ ૪૦—સાર (બળ)ના માથી (મથન કરનારા)-અર્થાત્ બળિયાને હરાવનારા શત્રુઓથીપણ ભીમ શૂર છે અને વેણુનો પાળનાર છે. વલ્લભ ૬૦-વળી તે વલ્લભને રિઝાવનાર (તેને પસંદ એવા વીરરસ કાવ્યનો વિષય આપનારો હોવાથી), વીરતા (વીરપણા)નો ભજાવનાર-શ્રોતાઓમાં વીરત્વ આણનાર, અને કાથી (કાથ-બળવાળા)નાં કાસળો કાઢવાવડે જેહ કવનો કવાવનાર-કવિતાઓ રચાવનાર છે.

૧૩૫ એમ-નિરૂપાય થઇને. ક્ષેમ-કલ્યાણ-હિત. ભીમ રાત્રીએ એકલો શત્રુની સામે જાય તેમાં હિત નથી એમ જે ઇચ્છતા હતા. કૃષ્ણા કૃષ્ણ-દ્રૌપદી અને કૃષ્ણ. અહો ૪૦-યુધિષ્ઠિર આવીને કૃષ્ણને કહે છે કે, અહો અહો યદુરાજ-કૃષ્ણ! હમણા સર્વ ગોષ્ટ-વાતોચીતોને ત્યાજ કીજે-

કૃષ્ણ કહે શાંત થાવ, વારી લાવું એને વળે,
ભરાયો છે મહાબળે, મૂળે નામ ધરો ભીમ;
કઠણ છે કાજ રાજ, તોય કરૂં તુજ કાજ,
આવ્યો જાણો ભીમ આંહિ, તજી સરવશા નીમ;
એમ શાંત કરી રાય, જાય જદુરાય જ્યાંય,
નાઠો ભીમ જાય ત્યાંય, બળકેરી કશી સીમ;
દાવાનળ મહાનળ, લાગ્યો ઘણે ઘણે બળ,
બુઝાય તે પાવશથી, ભલે પડે થીમ થીમ. ૧૩૬

---

કરવી જોઇએ; કેમકે ભીમ એકલોજ યુદ્ધ કરવાને જાય છે તેથી અમને ત્રાસ ઉપજ્યો છે. તે ત્રાસ તમે વારો (અટકાવો). છિદ્ર ઇ૦-કર્ણ છિદ્ર જોઇને (લાગ તપાસીને કે આપણી ખામી જોઈ) ઊભો છે, માટે ભીમ નિશ્ચય ડુબ્યો જશે-અર્થાત્ હાર ખાઇને માર્યો જશે. હે હરિ! જેમ સર્વ દેખે તેમ એ (કર્ણ) એને હણે (મારે) અને ભીમને જમપુરનો વાસ પ્રાપ્ત થશે! અને જો એમ થશે તો હે બરદિયા! (ભક્તવત્સળ બિરદવાળા!) તારૂં બર્દ (ભક્તવત્સળપણાની નામના), અને હે હરદિયા (હાર્દ-પ્રેમવાળા) તારૂં હર્દ (હાર્દ-સૌહાર્દ-પ્રેમ) તું હારૂં છું-તું હારી જાય છે! તેમજ હે શૂરપૂર (શૂરાપૂરા અથવા પૂર્ણ શૂરા)! તારા દાસના કાજ (શત્રુ જયરૂપ કાર્ય)ને તો તેં ગર્દ (ધૂળમાં) ગરદિયા (ગરદી નાખ્યું-ડાટી નાખ્યું) એમજ થશે!

૧૩૬ વારી લાવું-એને યુદ્ધમાટે જતો અટકાવીને પાછો વાળી આણું. વળે-વળ જોઇને-યુક્તિથી. ભરાયો છે ઇ૦-એ મૂળે તો ભીમ નામને ધરો -ધરનારો છે અને વળી મહાબળે ભરાયો છે-યુક્ત થયો છે. કઠણ ઇ૦-હે રાજ! એને વાળી લાવવાનું કામ કઠણ છે તોય હું તે તારેકાજે કરૂં (કરીશ). હવે સરવશા (સર્વશ:) નીમ તજીને ભીમ અહીં આવ્યો, એમ જાણો. સીમ-સીમા-હદ. કવિ દૃષ્ટાંત કહે છે: દાવાનળ ઇ૦-દાવાનળનો મહાનળ (મોટો અગ્નિ) ઘણા ઘણા બળે કરીને લાગ્યો હોય, પણ તે પાવશ પાવૃષ્ (ઉપ[illegible]થી)-વરસાદથી બુઝાય છે, પછી તે ભલેને થીમ થીમ(ટીપું ટીપું) પડતો હોય તોય શું થયું! બુઝાયજ.

માત્ર એક વેણથકી, ઉભો રહ્યો ભીમ ભટ્ટ,
અમો નાશી આવ્યા અહિં, કેવા સમાચાર ચાર;
કર્ણ કથે કશી વાત, કૃષ્ણે કર્ણ માંહિ કથી,
નવનીત મૂકી આવ્યા, લાવ્યા લાવ્યા વાર વાર;
દુર્યોધન અમુઝાય, દુઃશાસન તો ઘૂંચાય,
ચાર ચૂકયા ચતુરાઇ, આજ અવિધાર ધાર;
એવે એક દૂત આવી, બોલ્યો વાત મન ભાવી,
વલ્લભનો વીર વાળી, કૃષ્ણ જાય સાર સાર. ૧૩૭

## અન્ય ચાર સમાચાર કથન.

## સર્વ ગુર્વક્ષર.

માનો મારી મોટી ગાથા, બીજી જાણો કોટી કાથા,
શૂરાકેરી સાચી શાખા, તેવી મારી સાચી ભાખા;
વાણી માણું મોટી જાણો, ચીરી ચૂરી દાણે દાણો,
કાઢો ઘાણી તેલી તાખા, જૂઠો જાણે પ્રાણી પાખા;
ભીમાર્જૂનાાવનાશી એ, તાલામેલીથી નાશીએ,
રૂઠ્યો રાખ્યો દાખી દાખા, મેલી મોટી ખોટી કાખા;

---

૧૩૭ દૂત દુર્યોધનને કહે છે કે, કૃષ્ણના માત્ર એકજ વેણથકી (વચનથી) ભીમ ભટ્ટ ઊભો રહ્યો, અને અમો ચાર (દૂત) નાશીને અહીં સમાચાર કહેવા આવ્યા. કર્ણ ૭૦—કર્ણ તેમને કથે (કહેછે) કે કૃષ્ણે ભીમને કર્ણ માંહી (કાનમાં) કશી (શી) વાત કથી ? તમે નવનીત (માખણ—માખણના જેવા સારભૂત સમાચારને) મૂકીને આવ્યા અને વાર વાર (તત્વ વગરનું) પાણી પાણી લાવ્યા. અવિધાર—નિશ્ચય. ધાર—ધાર્ય. વલ્લભનો ૭૦—કૃષ્ણ વલ્લભના વીરને (વલ્લભે જેને ગ્રંથનો વીર નાયક કલ્પ્યો છે તે ભીમને) કૃષ્ણ વાળી જાય છે, એ સાર સાર બાતમી હું કહું છું.

દાસોદાસોશ્વાસોશ્વાસો, કાંનાથી તો ત્રાસો ત્રાસો,
નાસો નાસો નીધી નાખ્યા, ખાખી વીખી ખાંતે ખાખા. ૧૩૮

---

૧૩૮ અન્ય–બીજો. ચાર–દૂત. એવામાં બીજો દૂત આવીને તેને કહેછે. માનો ઇ૦—મારી મોટી ગાથા માનો–હું જે સમાચાર કહું તેને મોટા માનો, અને બીજી કોટિ વાતોને કાથા ( કાથાકબલા ) જાણો. શૂરા ઇ૦—જેમ શૂરા પુરૂષોની શાખા ( સાખ્ય ) સાચી હોય છે તેમ મારી ભાખા ( ભાષા–વાણી )-ને પણ સાચી જાણો. વાણી ઇ૦ –હું મોટી વાણીને માણું છું–ઘણી અગત્ય-ની વાત મારી પાસે છે એમ જાણો અને તે વાતને હું ચીરીને ( અંદરનું રહસ્ય તમે દેખો માટે )તથા ચૂરીને–ભૂકો કરીને ( તમારે ગળે ઝટ ઉતરે માટે ) તેમજ દાણે દાણો–છૂટી કરીને ( તમે જલદી વિવેક કરી શકો માટે ) કરીને આપીશ. અથવા તમે દાણે દાણો તારવીને જુઓ. અર્થાત્ કોઇ પ્રાણીની પક્ષ રાખનારો જો મને પ્રાણી પાખા ( પક્ષે ? )જૂઠો જાણો તો મને તેલીની ઘાણીમાં તાખા ( તક્ષણ કરીને–છોલીને ? )પીલી નાખો. અને મારો ચીરી ચૂરીને દાણે દાણો કરી નાખજો, ભીમ ઈ૦–ભીમ અર્જુન અને અવિનાશી ( કૃષ્ણ ) એ–એમની તાલામેલીથી નાશીએ-એમણે કરેલી તાલમેલ જાણીને અમે નાઠા આવ્યા છીએ. રૂઠયો ઇ૦—ભીમ-ને રૂઠયો–રૂઠેલો જાણીને તેને દાખા–દાખલા દાખીને–કહીને રાખ્યો–યુદ્ધ કરવા આવતો અટકાવ્યો. કેવા દાખલા આપ્યા તે વિષે કહે છેઃ મેલી ઇ૦—મોટી મોટી ખોટી કાખા (કક્ષા–તકરાર કરતાં વાદીનો પક્ષ તોડવાને આણેલી અડચ-ણો ) મેલીને. આટલું કહ્યા પછી દૂત કહે છે કે અમોએ અમારા મન સાથે કહ્યું કે હે દાસો! દાસો! હવે શ્વાસોશ્વાસો લેઇને–હાંફી જતા સુધી પણ નાસો. અથવા, દાસો દાસો–દાસ કે ઉદાસ ( તટસ્થ–તિરાહિત ) હો તથાપિ શ્વાસોશ્વાસો ( અર્થાત્ ક્ષણે ક્ષણે ) કાંનાથી ( કાહાનાથી–કૃષ્ણથી ) તો ત્રાસો ત્રાસો–અતિ ત્રાસ આણો, અને હવે આપણે અહીંથી નાસો; કેમકે જો ન નાઠા તો જરૂર આપણને પણ નિધિ ( સમુદ્ર )માં નાખ્યા એમ જાણો, અને તેથી ખાખાવીખી થઇને ખાંતે ( હોંસથી–ત્તણી જોઇને ) ખાખા ( ખાખ—ભસ્મ ) કરી નાખશે. આ છંદમાં સઘળા અક્ષર ગુરૂ છે. દરેક વિશ્રામમાં સોળ સોળ માત્રા ને અંતે પ્રાસ છે તેથી ચરણાકુળની અથવા આઠ આઠ ગુરૂ અક્ષરને અંતે પ્રાસ છે તેથી વિદ્યુન્માલા છંદની રીતે પણ સારી રીતે વાંચી શકાય છે.

## સર્વલઘ્વક્ષર.

કપટ ચપટ ચરૂ, ઝપટ ઝપટ ભરૂ,
કૃષ્ણ મન કુડ મતિ, ગહન દહન ગતિ;
ફટ ફટ ફટનજ, કટ કટ કથનજ,
મન ભર ભર અતિ, જટિલ જરૂર જતિ;
ખટપટ ખટક ન, ઘટ વધ ગપટ ન,
ધન ધન જદુપતિ, તન મન મુદમાત;
દપટ દપટ દડિ, નફટ નફટ નાડ,
કવિમણિ મહમતિ, કથુ કથુ રતિ રતિ. ૧૩૯

કર્ણ કથે અતિ કથ્યું, વારિ મેલ હવે મથ્યું,
ઝટપટ ભાખ્ય ભાઇ, કૃષ્ણ વાર્યો ભીમ કેમ;
વરણન ગાઢું ગાઢું, જવા દે તું આડું તેડું,
વાર્યો કયી વિધિ ભીમ, નીમધારી રહ્યો ક્ષેમ;

---

૧૩૯ તે દૂત હજી વિશેષ હકીકત કહે છે. કપટ ઇ૦–કૃષ્ણ કપટના ચપટ કરી નાખે એવા ચરનો ઝપટ ઝપટ ( ઝટ ઝટ ) અર્થાત્ સઘળો ભરૂ ( ભરનાર ) છે, તેનું મન કુડ ( કુડું ) છે, તેની મતિ ગહન ( અકળિત ) છે અને તેની ગતિ દહન ( અગ્નિરૂપ–બાળી નાખે એવી )છે. ફટ ઇ૦–તે શત્રુઓને ફટ ફટ ફટન ( ફાડી નાખે એવો ) છે, અને કથન માત્રથી તે કટ કટ ( કટકા ) કરી નાખે એવો છે, જેનું મન સંસારમાં અતિ ભરપૂર ભરેલું છે અથવા જેના મનમાં સંસાર ભરાયલો છે અને તેમ છતાં પણ જે જરૂર જટિલ જતિ જેવો છે. ખટપટ ઇ૦–તેને ખટપટની ખટક નથી; ઘટવધનું ગપટન ( ગપટાવીનાખવા )માં કુશળ છે. અર્થાત્ વધે ઘટે તેને બરોબર કરે એવો છે. એ જદુપતિને ધન્ય છે ! તે નિરંતર તનમાં અને મનમાં આનંદ યુક્ત મતિવાળા છે. દપટ ઇ૦–દપટ દપટ ( દડબડ દડબડ ) દડીને ( દોડીને ) તે નફટ નફટને નડીને ( કાર્ય સાધે છે ). મોટી બુદ્ધિવાળો કવિનો મણિ વલ્લભ કહેછે કે કૃષ્ણનું પરાક્રમ હું રતિ રતિ ( લગાર લગાર ) કહું છું.

એત્તી જોયે મારે વાત, કે'જે અન્યવાર ખ્યાત,
ઉગર્યો ઉગર્યો ભીમ, કૃષ્ણને કપટ વે'મ;
કરૂં પૂરો કૃષ્ણને હું, ભાખ્ય ભાખ્ય વે'લો તું ય,
વલ્લભેશ્વર હું કર્ણ, જાણે એ શું જેમ તેમ. ૧૪૦

દુર્યોધન બોલ્યો મૂઢ ! કથી નાખ્ય વાત ગૂઢ,
કપટ ગરૂડારૂઢ, કેરૂં કથ ચાર ! આજ;
દુઃશાસન તેમ હુઓ; શકુનિ મામો ન જુઓ,
ચાર ભાખે સર્વ જુઓ, કૃષ્ણનું અલપ કાજ;
દોડી દોડી ભીમ જાય, જદુપતિ આગે ધાય,
ભીમ ભણે આવો સા'ય ? કયે નાય નાય રાજ;
ભણે ભીમ કેમ દોડો, છોકરવાદી ન છોડો,
ભાખ્યો કાઢું આજ ખોડો, વલ્લભ વીરનો તાજ. ૧૪૧

---

૧૪૦ દૂત જલદી યુદ્ધાનો સમાચાર કહેતો નથી તેથી અધીરો થઇ કર્ણ કહે છે કે, એ તો તેં અતિ (ઘણું) કથ્યું (કહ્યું); હવે વારિ (પાણી)ને મથ્યું (મથવાનું) મેલ્ય (પડતું મૂક). કૃષ્ણ ઇ૦—કૃષ્ણે ભીમને કેમ (કેવી રીતે કે શામાટે) વાર્યો ?(અટકાવ્યો) ? ગાઢું ગાઢું—બારીક—મોટું—લાંબું. નીમધારી ઇ૦—તે નીમધારી શી રીતે ક્ષેમ (કુશળ) રહ્યો ? એત્તી ઇ૦—મારે તો એત્તી (એટલી) વાત જોઇએ છીએ, તારે ખ્યાત (સવિસ્તર હકીકત) કહેવી હોય તો અન્યવાર (બીજી વખતે) કહેજે. પણ કૃષ્ણના કપટથી વેહેમ લાવીને ભીમ ઉગર્યો ઉગર્યો (નિશ્ચય ઉગરી ગયો) અથવા કૃષ્ણના કપટથીજ ભીમ ઉગર્યો એમ મને વેહેમ છે.

૧૪૧ ગરૂડારૂઢ—ગરૂડપર સ્વારી કરનારા—કૃષ્ણ. તેમ હુઓ—તેવીજ રીતે અધીરો થયો. ન જુઓ—શકુનિ પણ તેમનાથી જૂદો નહોતો. અર્થાત્ તે પણ તેમની પેઠેજ અધીરો થયો. અલપ(અલ્પ)—લગાર જેટલું. દોડી દોડી ઇ૦—ભીમ દોડી દોડીને જાય છે અને જદુપતિ (કૃષ્ણ) તેની આગળ દોડે છે. તે જોઇને ભીમ ભણે છે (કહે છે) કે તમે સા'ય (મદદ કરવાને) આવો છો ? તેના ઉત્તરમાં કૃષ્ણ કયે છે કે હે રાજ ! નાય નાય (ના ના). ત્યારે ભીમ૦

કૃષ્ણ દોડી દોડી ભાખે, વીરતા ખોટી શી રાખે,
સૂતા હણે વેરી તેથી, જીતી જશ જગ જાય ?
વટ વૃક્ષ સૂતા કાગ, ઘૂડ જઈ કરે ભાગ,
તેવી વીરતાનો જાગ, ગણી ગાનથકી ગાય ?
કહીશ તું જગાડું હું, તે પણ છે ઘૂડ ન્યાય,
જાગા કરી કાગા મારે, કીરતી શું સા'ય થાય ?
એત્તું કે'વું માટે દાડું, વીરતા નહિ વખોડું;
દુઃશાસન સાથ જોડું, રૂધિર તું ખાય ખાય. ૧૪૨

ભીમ ભણે જદુરાય, કીરતી શું કુડી થાય,
રાતે જીતું અરિને હું, જશ મારો જાય જાય;
છે એમ તો કેમ કરૂં, ભાખો નેમ ખરો ક્ષેમ,

---

ભણે છે કે દોડો છો કેમ ? વલ્લભ કવિના વીરનો તાજ ( મુકુટ ) ભીમ ભાખ્યો ( બોલ્યો ) કે જો તમે છોકરવાદી ( નાદાનપણું-મારે સહાય ન લેવી એમ નિયમ છતાં મને સહાય આપવા આવીને મારી કીર્તિનું તેજ ઘટાડવા રૂપ બાળક બુદ્ધિ ) છોડતા નથી તો આજ તમારો પણ ખોડો કાઢું છું ! -તમને પણ મારી નાખું છું.

૧૪૨ વીરતા—વીરપણું. જીતી ઇ૦-સૂતેલા વેરીને હણીને તેમને જીતવાથી જગમાંથી જશ જાય ( નાશ પામે છે ). અથવા તેથી શું જગમાં જશ જીતી જશે કે ? દૃષ્ટાંત આપે છે, વટ ઈ૦—વટ ( વડ ) વૃક્ષ ઉપર રાત્રે કાગડા સૂતા ( ઊંઘતા ) હોય તે વખતે ઘૂડ જઇને તેના ભાગ કરે ( તેમને મારી નાખે ) તેવી વીરતાનો જાગ ( જગન-યજ્ઞ-અર્થાત્ મહાપરાક્રમ ) ગણીને તેને ગાનથકી ( ગાનકરીને-વખાણીને ) કયો શૂર ગાય ? અર્થાત્ કોઇજ ન ગાય. કીરતી ઇ૦-એમ કરવાથી પણ કીર્ત્તિ શું સા'ય ( સહાય ) થાય છે કે ? -એમ કરવાથી શું કીર્ત્તિ મળે છે કે ? એત્તું ઈ૦-તને એત્તું ( એટલું ) કહેવું છે માટે હું દોડું છું; કાંઈ તારી વીરતાને વખોડતો નથી; હું તો તને દુઃશાસનની સાથે જોડું-જોડી આપીશ-ભેગો કરીશ કે જેથી તેનું રૂધિર તું ખાય ખાય-પીએજ.

કરવું શું હરિ મારે, જો એ નહિ સા'ય સા'ય;
કૃષ્ણ કથે માને મારૂં, તો તો વાણી હું ઉચારૂં,
થાયછે આ તો અંધારૂં, જશ જામ્યો ખાય ખાય;
ભીમ ઊભો ઝટ્ટ રહ્યો, જોઇશેજી બોધ કહ્યો,
કષ્ટ અમ માટ સહ્યો, ભાખો ભાખો ન્યાય ન્યાય. ૧૪૩

કૃષ્ણ કહે પાછા વળો, મારી સાથ તજી કળો',
તો તો વેણ મારાં કળો, જશ જામે જગમાંય;
અરૂપરૂ કથું નહિ, રિઝું નવ કુડું કહી,
સત્ય કે'વું મારે સહિ, સારૂં થાય તારૂં કાંય;
ભીમ ભણે અર્જુન શી, સા'ય નવ મારે જોય,
એકલો રૂધિર પીઉં, દખે કર્ણ દુષ્ટ જ્યાંય;

---

૧૪૩ કૃષ્ણનું કથન સાંભળીને ભોળા દીલનો ભીમ રોકાયો તે વિષે વલ્લભ કહે છે: ભીમ ઈ૦—ભીમ કહે છે કે હે જદુરાય! જો હું અરિને રાતે જીતું તો શું મારી કીર્તિ રૂડી થાય અને મારો જશ જાય જાય!– જરૂર નાશ પામે? જો એમ છે તો હું કેમ કરૂં તે વિષે ખરો ક્ષેમ (કલ્યાણરૂપ) જે નેમ (નિયમ) હોય તે ભાખો. હે હરિ! મારે શું કરવું તે કહો. ભીમના મનમાં જાણે એમ હોય કે કૃષ્ણ મને છેતરીને રખેને મદદ કરી જશે અને તેથી મેં એકલે જશ મેળવ્યો એવી મારી કીર્તિ જતી રહેશે, તેથી તે કહે છે કે, મારે સા'ય (મદદ) તો જોઈએજ નહિ: થાય છે ઈ૦— આ (રાત્રે અરિને હણવારૂપ કર્મ) તો અંધારૂં થાય છે (કર્યું કારવ્યું ધૂળ મળે છે—જોઈએ તેથી ઉલટું બને છે) અને જે તમારો જશ વિશ્વમાં જામ્યો છે તેને ખાય ખાય— અર્થાત્ નાશ કરે છે! આ સાંભળીને ભીમ ઝટ્ટ ઊભો રહ્યો, અને બોલ્યો કે, હવે તો જે બોધ તમારે મને કહેવો હોય તે કહો જોઈશેજી—કૃપા કરી કહેવો જોઈએ; તમે અમારેમાટે કષ્ટ સહ્યો (સહ્યું) છે, (હિંદીમાં નાન્યતર જાતિનો શબ્દ નથી માટે તેનું અનુકરણ કરતાં પ્રાસનેમાટે 'કષ્ટ'નો કવિએ નરજાતિનો પ્રયોગ કર્યો છે) માટે જે ન્યાય ન્યાય (ખરૂંખરૂં) હોય તે ભાખો ભાખો (ઉતાવળે કહો).

કૃષ્ણ કથે તેમ કરૂં, કો'તો દ્વારામતી વળું,
પણ જશ તારો જાય, સાંખું નહિ હું યે ત્યાંય. ૧૪૪

ભીમ કે' ન એમ પ્રભુ, એકલો હું દુષ્ટ દુળું,
જશ પામું જગમાંય, આ બાહુ વિશાળથીજ;
માગું મારૂં એત્તું હરિ, આપ કો'તો પાછો વળું,
જશ થાય જુગબીચ, ચાલું એવી ભાળથીજ;
ઉભા રહો મારૂં નહિ, મંદ હસી બોલ્યો સહી,
કૃષ્ણ કથે મારે શું ? ગજ ડરે મરાળથીજ;
એમ ભાખી પાસ ગયા, ભીમ ભય પામી રહ્યા,
રૂપ જોઇ કૃષ્ણકેરૂં, ચૂકયો એ કરારથીજ. ૧૪૫

---

૧૪૪ કૃષ્ણ ઇ૦—કૃષ્ણ કહે છે કે કજીઓ' ( કલહ ) તજીને જો તમે મારી સાથે પાછા વળો તો તો તમે મારાં વેણ કળો ( સમજી શકો ), અને તમારો જશ જગતમાં જામે. અર્થાત્ પાછા વળો તોજ હું તમને ઉપાય બતાવું. હું તમને અરૂપરૂ (બીજું ત્રીજું ) કાંઇ કહ્યું નહિ અને તમને કુડું ( જૂઠું ) કહીને રીઝું ( ખુશ થાઉં ) નહિ, મારે તો તને સત્ય કહેવું એજ સહી છે કે જેથી તારૂં કાંય ( કાંઇ ) સારૂં થાય ! વળી ભીમને વિચાર આવે છે કે રખેને મારા ઉપર મેહેરબાન થશે તો મને સહાય કરી દેવાનું ઠરાવશે તેથી તે કહે છે કે, અર્જુનશી ( અર્જુનના જેવી—જયદ્રથને હણવાની પ્રતિજ્ઞા પાર પાડવામાં તેને તમોએ આપી હતી તેવી ) સહાય મારે જોઈતી નથી. દ્વારામતી–દ્વારકા વળું–જાઉં.

૧૪૫ માગું—માગવાનું. એત્તુ–એટલું. જુગબીચ–જગતમાં. ચાલું ઈ૦—એવી ભાળ તમે બતાવો—એવો ઉપાય તમો બતાવો તો તે પ્રમાણે ચાલું. કૃષ્ણ આમ કહેતાં કહેતાં આગળ ચાલે છે તે જોઇને ભીમે જાણ્યું કે એ મારા બળથી બીહે છે માટે તે બોલ્યોઃ ઊભા ઇ૦—સ્પષ્ટ છે. ગજ ઈ૦—હાથી શું મરાળ ( ઘોડા )થી ડરે છે? અર્થાત્ તું ઘોડા જેવો છે તો હું હાથી જેવો છું. રૂપ—વિશ્વરૂપ. ભારતના યુદ્ધના આરંભમાં એ રૂપ કૃષ્ણે અર્જુનને દેખાડયું હતું, જેમાં અનેક બાહુ, પેટ, માથાં, વગેરે વાળું

કૃષ્ણ સાથ ગયો ભીમ, બીકણશો બની ઢીમ,
જડીબૂટી મંત્રી નીમ, મૂકી બળસીમ સાથ;
તમો કો' તે કરૂં કૃષ્ણ, તજી બેઠો સર્વ તૃષ્ણ,
ઉઠાવતો નહિ પ્રશ્ન, ગયો સાથ ઝાલી હાથ;
એટલે હું આંહી આવ્યો, એત્તી વાત સાથ લાવ્યો,
પરોઢ ભલો સજાવ્યો, વે'લાં વળી કથી ગાથ;
યોધ ભલે દ્રોણ ભીષ્મ, કૃષ્ણજશો કોણ ગ્રીષ્મ,
લઢે નહિ તોય વિષ્મ, વલ્લભ સહુને માથ. ૧૪૬

## પ્રભાતવર્ણન.

મંદ મંદ વાયુ વાય, મંદ મંદ તેજ થાય,
કંદ કંદ કમળના, વૃંદ વૃંદ હાલિયાજ;
છંદ છંદ છેલ ગાય, ચંદ ચંદ ચાંપ્યું ચાં'ય,

---

૩૫ તેના જોવામાં આવ્યું હતું. (જુઓ ગીતા). કરાર-સરત. 'તમે ઊભા રહો, તમને નહિ મારૂં' એ કરારથી ચૂકી ગયો! અર્થાત્ હું એમને શું મારવાનો હતો, એ તો સાક્ષાત વિશ્વનિયંતા છે! એવો તેને વિચાર થયો.

૧૪૬ બીકણશો ઈ૦-તે ઢીમ (મોટો જોરાવર) છતાં પણ બીકણ સરખો બનીને કૃષ્ણની સાથે (પાસે) ગયો. એટલે કૃષ્ણે તે બળસીમ (બળની સીમા રૂપ-ભીમ)ની સાથે જડીબૂટી મંત્રી-કાંઈ છાની વાત એને સમજાવી તેથી તે નીમ મૂકીને બોલ્યો કે હે કૃષ્ણ તમો જે કહો તે કરૂં; એવી રીતે સર્વ પ્રકારની તૃષ્ણ (ઇચ્છાઓને) તે તજી બેઠો. પરોઢ ઈ૦-એટલામાં ભલો પરોઢ ભજાવ્યો-સારૂં સવાર થયું તેથી વે'લાં (વેહેલાં-ઉતાવળે) વળી (આ તરફ પાછા ફરીને) તમને ગાથ (વાત) કથી. વલ્લભ કહે છે કે દ્રોણ અને ભીષ્મ એ યોધ હતા તો ભલે હતા, પણ કૃષ્ણના સરખો કોણ ગ્રીષ્મ (ગરમ—પ્રતાપી) છે? તમે કહેશો કે કૃષ્ણે તો યુદ્ધ ન કરવાની પ્રતિજ્ઞા કરી છે, માટે એ ગ્રીષ્મ હોઇને પણ શું કરનારો છે? તેના જવાબમાં કહે છે કે, એ લઢે નહિ તોપણ (તેની રાજનીતિના બળથી) તે વિષ્મ-વિષમ છે અને સહુને માથે છે!

ફંદ ફંદ ફેકટ જે, ખંદ ખંદ ખાલિયાજ;
ગંદ ગંદ પાણી થાય, રંદ રંદ ભૃંગ નાંય,
જંદ જંદ જાગી જાય, ચંદ ચંદ ટાળિયાજ;
બંદ બંદ બંદીજન, દંદ દંદ ધારી મન,
વંદ વંદ કવીશ્વર, છંદ છંદ ઢાળિયાજ. ૧૪૭

ઉલૂક ઉડી અપાર, સૂરજથી ત્રાસી સાર,
નાસતા કાયર તેમ, શૂરજ સામું ભાળતાં;

---

૧૪૭ કવિ ક્રમપ્રાપ્ત પ્રભાતનું વર્ણન કરે છેઃ મંદ ઈ૦—વાયુ મંદ મંદ (ધીમો ધીમો) વાય છે અને સૂર્યનું તેજ પણ મંદ મંદ (ધીમે ધીમે) થાય છે (પ્રગટે છે). અથવા ચંદ્ર વગેરેનું તેજ મંદ મંદ (ઓછું ઓછું) થાય છે. મંદ મંદ વાયુથી અને ધીમે ધીમે પ્રસરતા સૂર્યના તેજથી કમળ ખીલવા લાગ્યાં તે વિષે કહે છેઃ કંદ કંદ ઇ૦—કમળના કંદે કંદે જે તેનાં વૃંદ વૃંદ (જથા) હતાં તે હાલવા લાગ્યાં. છંદ ઈ૦—છેલ લોકો છંદ છંદ (પ્રભાતિ વગેરે) ગાય છે; અને ચંદ (ચંદ્રમા)નું ચંદ (ચંદ્રિકા-તેજ) ચાંપ્યું ચાંય-જાણે ચંપાવાને ઇચ્છે છે-ઓછું થાય છે. ફંદ ઈ૦—ફેકટના (મિથ્યા-લુચ્ચાઓના) ફંદ ફંદ (ફાંદાઓ-રાત્રીનાં દુષ્કર્મો) ખંદ ખંદ (રસ્તે રસ્તે) ખાલિયાજ (ખાળ્યા-અટકાવ્યા). સૂર્યપ્રકાશ થવાથી દુષ્કર્મીઓનાં દુષ્કર્મો અટકી પડયાં એ ભાવ છે. ગંદ ઈ૦—પ્રાતઃકાળમાં મનુષ્યના પ્રવેશથી પાણી ગંદ ગંદ (મલિન) થાય છે, અને ભૃંગ (ભમરા) રંદ રંદ (મકરંદ-પુષ્પ-મધુ) માં નાંય છે—આળોટે છે-સવારમાં પુષ્પો ખીલવાથી તેમ તેઓ કરી શકે છે. જંદ ઈ૦—જંદ (જંત-જીવ-પ્રાણી) જાગ્યાં અને સ્ત્રીઓએ પ્રાતઃકાળમાં ચંદ ચંદ (ચંદન) ટાળિયાંજ. રાત્રે શરીરે ચોપડેલું ચંદન સવારે દંતધાવનને સ્નાન કરતાં જતું રહે છે. બંદ બંદ ઇ૦—દંદ દંદ (દ્વંદ્વ દ્વંદ્વ—બે બે જોડે થઈને) મન ધારીને બંદીજને બંદ બંદ (બંદગી કરી કરીને) વંદ વંદ (વંદન કાવ્યના) છંદ છંદ ઢાળિયા- છંદ ગાવા માંડયા, એમ કવીશ્વર કહે છે. અથવા માગણોએ દંદ દંદ—દ્વંદ્વ દ્વંદ્વ-એવડી વાત મન ધારીને પ્રશંસા કરવા માંડી.

આદાસીસી ચઢયે જેમ, મૃગપતિ ઇચ્છે ક્ષેમ,
કુરૂપતિ હુઓ તેમ, આનંદકંદ જાળતાં;
સૂરજથી ચીબડી શું, આંધળી થઇને બેઠી,
પતિવ્રતા પેઠી તેમ, સરવ સુખ ટાળતાં;
વટે જઇ લટી પડી, વાગોલ નીચું નિહાળી,
અસિ તેવી ઉંધે મથ્થ, શૂરને ખંધ ન્યાળતાં. ૧૪૮

ગર્જે સિંહ દુઃખથકી, તેવા શંખ શૂર વાય,
ચીકારવ હાથી જેવા, કાયરના કહીં કહીં;
પછાડી પછાડી પાદ, ઘર ઘર ઘોટ કરે,

---

૧૪૮ યુદ્ધવીર અને પ્રભાતનું વર્ણનઃ ઉલૂક ઇ૦—પ્રભાતમાં જેમ સૂરજથી સાર ( સારી રીતે–અતિ ) ત્રાસ પામીને અપાર ઉલૂક ( ઘૂડ ) નાસતા –નાસે છે તેમ શૂરજ (શૂરવીરની ) સામું ભાળતાં કાયર પણ નાસવા લાગ્યા ( પ્રભાત થતાં રાત્રીએ ફરનાર ઘૂડ પક્ષી ઝાડ વગેરેની બખોલોમાં ભરાઇ બેસે છે એ પ્રસિદ્ધ છે ). જેમ ચઢતે દહાડે આદાસીસી ચઢવાથી મૃગપતિ–સિંહ ક્ષેમ ઇચ્છે છે–તેની વેદનામાંથી મુકત થઇને પોતાનું કુશળ ચાહે છે તેમ, કુરૂપતિ ( દુર્યોધન) પણ પોતાના આનંદના કંદને જાળતાં તેમ (તેવો) હુઓ (થયો). અર્થાત્ તે પણ આ યુદ્ધ પ્રસંગ રૂપી આદાસીસીની વેદનામાંથી મુકત થઇને કુશળ ઇચ્છવા લાગ્યો. ( જેમ જેમ દિવસ ચઢતો જાય છે તેમ તેમ સિંહ અને વાઘને આદાસીસી ચઢે છે અને તેની વેદનાથી તે પડી રહે છે, તથા તે વખતે–તેની પાસે થઇને શિકાર જાય પણ બહુવાર તેને બોલાવતો નથી એ પ્રસિદ્ધ છે). સૂરજ ઇ૦–જેમ સૂરજથી (તેના તેજથી) ચીબડી આંધળી થઇને ( બખોલમાં ) બેઠી હોય તેમ પોતાના સ્વામીને રણભૂમિમાં જતા જોઇને સર્વે સુખ તજીને પતિવ્રતા સ્ત્રી પોતાના નિવાસમાં સંતાઈ પેઠી. જેમ પ્રભાત થતાં વાગોલ નીચું જોઇને ( ઊંધે માથે ) વટે ( વડમાં–વડની ડાળીઓમાં ) લટી પડી ( લટકી પડી છે ) તેમ શૂરને ખંધ ( ખભે ) ન્યાળતાં ( જોતાં ) તેવી ( તેજ પ્રમાણે ) અસિ ( તરવાર ) ઊંધે મથ્થ ( ઊંધે માથે ) લટકી પડેલી જણાય છે !

સેનાપતિ સાથ લેઈ, ઉચરતા જહિ જહિ;
તેજ ક્ષીણ તરણિથી, પારાવારપુત્રનું શું,
ગાંધારીજા સર્વ જેમ, થાય ઝાંખા રહી રહી;
અપારા બિચારા તારા, નાશ પામ્યા જોત જોતે,
ભીમની પ્રતિજ્ઞાથકી, એવું સેન જહીં તહીં. ૧૪૯

પોયણી બીડાઇ જોઇ, સૂર્ય સનમુખ થાતાં,
દુઃશાસન નારી તેમ, સંકોચાઇ જતી જતી;
કમળની આસપાસ, ભૃંગી ભણ ભણ કરે,
છૂટ્યો જોઇ નાથ ખુશી, તેમ કૃષ્ણા થતી થતી;
કુંજ કુંજ પુંજ પુંજ, ભૃંગ બુલબુલ ગુંજ,
તેવી વાહવા ઉચારે, પાર્થપક્ષી અતિ અતિ;
શીતળ ને મંદ વાય, સુગંધિક આવે જાય,
વલ્લભ કવિત ગાય, મન ધારી મતિ મતિ. ૧૫૦

---

૧૪૯ પ્રાતઃકાળમાં રણભૂમિનો દેખાવ વર્ણવતાં વલ્લભ કહે છેઃ ગર્જે ઈ૦—ચઢતે પોહોરે આદાસીસીના દુઃખથી જેમ સિંહ ગર્જે છે–બૂમો પાડે છે તેમ શૂરાઓ પણ સવારમાં શંખ વગાડે છે! જેમ પ્રાતઃકાળમાં હાથી કહિ, કહિ, એવા અવાજથી ચીકારવ કરે છે તેમ કહી કહી (કહીં કહીં–કોઈ કોઈ ઠેકાણે) કાયરની તેવી બૂમો સંભળાય છે! પ્રાતઃકાળમાં ઘોટ (ઘોડા) પગ પછાડી પછાડીને ઘર ઘર (હણહણાટ) કરે છે તેમ સેનાપતિ પણ પોતાના સાથને (સૈન્યને) સાથે લેઇને જહિ જહિ (મારો મારો) એમ ઉચ્ચાર કરે છે! પ્રાતઃકાળમાં તરણિ (સૂર્યથી) જેમ પારાવારપુત્ર (સમુદ્ર-પુત્ર–ચંદ્ર)નું તેજ ક્ષીણ થાય તેમ રહી રહીને (ધીમે ધીમે) સર્વે ગાંધારિજા (ગાંધારીના પુત્રો–કૌરવો) ક્ષીણ થયા. પ્રાતઃકાળમાં જેમ બિચારા (દીન જેવા થઇ ગયેલા) અપારા (અપાર) તારાઓ જોત જોતે નાશ પામ્યા છે, અથવા પ્રાતઃકાળના પ્રકાશથી બિચારા અપાર તારાઓની જ્યોત (કાંતિ) જોતે (જોતામાં) નાશ પામી છે. તેમ ભીમની પ્રતિજ્ઞાથી દુર્યોધનનું સેન જહીં તહીં એવું (તેજહીન) દેખાય છે!

૧૫૦ પોયણી ઈ૦—જેમ સૂર્યને સન્મુખ થતો જોઈને પોયણી બીડાઇ જાય છે તેમ દુઃશાસનની નારી જતાં જતાં સંકોચાઈ અર્થાત્ ભીમે પોતાના

ભલે રાત દિન થાય, નભ જેમ ના ચળાય,
રૂપથી ન બદલાય, તેમ કર્ણ એક રૂપ;
ચંદનની વાસ જેમ, રાત્રી દિન સરખી રે',
કાપે કોઇ અધિકતા, તેમ કર્ણ છે અનુપ;
રાત પડો દિન થાઓ, સુવર્ણ પીળાશ મૂકે,
વેળા કવેળાજ તાવો, દર્શે મધ્યદિન ધૂપ;
તેવા વીરકેરો કવિ, રાત્રી દિન ભેદ ભૂલી,
કવિતા કરંત કર્ણ, જેહ કવિ શિર ખૂંપ. ૧૫૧

---

સ્વામીનો વધ કરવાની પ્રતિજ્ઞા કરી છે તે જાણીને તે અતિશય ગ્લાનિ પામી છે. દ્રૌપદી પોતાના સ્વામીને પ્રતિજ્ઞા પાર પાડવાને યુધ્ધમાં ચઢતો જોઇ આનંદ પામે છે તે વિષે કહે છેઃ કમળ ઇ૦— રાત્રે કમળ બંધ થવાથી ભમરો તેમાં પૂરાયલો હોવાથી તેની સ્ત્રી ભૃંગીઓ ( ભમરીઓ ) 'ભણુભણુ' એવો ધ્વનિ કરે છે, તે જાણે સવાર થતાં કમળ ખીલવાથી તેમાંથી પોતાના નાથ ( ભમરા )ને છૂટો થયેલો જોઇને ખુશી થાય છે. અને એજ રીતે ભીમને યુદ્ધ કરવા છૂટેલો જોઇને કૃષ્ણા ( દ્રૌપદી ) પણ ખુશી થાય છે. કુંજ ઇ૦— સવારમાં દરેક કુંજમાં અને પુંજ ( પુષ્પના જથામાં ) ભૃંગ (ભમરા) અને બુલબુલ પક્ષીના ગુંજારવ થાય છે, તેજ પ્રમાણે પાર્થ ( પૃથા–કુંતિના પુત્ર–પાંડવ )ના પક્ષનાં મનુષ્યો અતિ અતિ વાહવા ઉચારે છે–વખાણુ કરે છે. શીતળ ઇ૦—પ્રાતઃકાળમાં શીતળ, મંદ અને સુગંધવાળો વાય ( પવન ) આવે છે અને જાય છે, અને વલ્લભ કવિ મનમાં મતિ ( બુદ્ધિ ) ધારીને કવિતા ગાય છે– અર્થાત્ વલ્લભ એ પ્રમાણે પ્રાતઃકાળનું વર્ણન કરે છે.

૧૫૧ હવે વ્યૂહ રચનાનો પ્રસંગ કહેવામાટે સત્તરમા દિવસના દુર્યોધન પક્ષીય સેનાપતિ કર્ણ વીરનું વર્ણન કરે છેઃ ભલે ઇ૦—ભલે રાત થાય કે દિન થાય તથાપિ નભ (આકાશ) જેમ ચળાય નહિ ( ચળાયમાન થતું નથી–રૂપ બદલતું નથી–સદા એક સરખું રહે છે ) તેમ કર્ણ વીર પણ રાત્રી દિવસ એક રૂપવાળોજ રહે છે–શત્રુની પ્રતિજ્ઞાથી તેના મનને કાંઇ ઉદ્વેગ થતો નથી, તથા દુર્યોધન, દુઃશાસન, વગેરેની પેઠે ભય પામતો નથી. એક-

## કર્ણકૃતવ્યૂહરચના.

ગર્જી સિંહપેર કર્ણ, સાવધાન સર્વ કર્યા,
પિયે શું રૂધિર ધીર, દુઃશાસન રાખું હુંય;
રચું વ્યૂહ ગજનામા, તેની શુંડ સ્થાન અમો,
ઉભું દુઃશાસન સાથ, ડરો સર્વ શુંય શુંય;
અશ્વત્થામા કૃપાચાર્ય, દાંત બે વડા આચાર્ય,
શકુનિ કૌરવ શત, ગંડસ્થળ એ રજુય;
ગ્રીવા બીચ દુર્યોધન, ચાર પાય ચતુરંગ,–
સેન રહે પ્યાદાઓનું, આગે કથું સુણ તુંય. ૧૫૨

---

રૂપતાનું બીજું દૃષ્ટાંત આપે છે: ચંદનની ઈ૦–સ્પષ્ટ છે. કાપે ઈ૦–કોઇ ચંદનને કાપે તો વળી તેની વાસમાં અધિકતા માલમ પડે છે તેમ કર્ણ ભૂપ પણ તેવો છે. અર્થાત્ તે છે તો રાત્રદિન સરખો પરાક્રમી પણ એને કોઈ છેડે તો તે અધિક પરાક્રમ પ્રકાશે છે! ત્રીજું દૃષ્ટાંત: રાત ઈ૦—સ્પષ્ટ છે. વેળા ઈ૦–સોનાને વેળા કવેળા (ગમે તે વખતે) તાવો તથાપિ તે મધ્યદિન–મધ્યાન્હ કાળ)ના ધૂપ (તડકા) જેવું પ્રકાશિત દેખાય છે! તેવા ઈ૦—તેવા વીરનો કવિ જે કવિઓના શિરનો ખૂંપ (મુકુટ) છે તે વલ્લભ પણ રાતદિવસનો ભેદ ભૂલીને કર્ણની કવિતા કરેછે.

૧૫૨ કર્ણે કરેલી વ્યૂહરચના (યુદ્ધ કરવામાટે જયને અનુકૂળ રચનામાં સૈન્યને ઉભું રાખવાની વ્યવસ્થા) બતાવતાં કવિ કહેછે: ગર્જી ઈ૦– કર્ણે સિંહની પેઠે ગર્જીને સર્વને સાવધાન કર્યા અને પછી બોલ્યો કે, ધીર એવો હું જ્યાં દુઃશાસનને રાખું છું (બચાવું છું) ત્યાં ભીમ રૂધિર શું પિયે ? શું પી શકે? એમ અભિમાન કરીને તે કહે છે કે, હું ગજનામા (હાથી નામનો–હસ્તીવ્યૂહ –હાથીના આકારમાં લશ્કરની ગોઠવણ) વ્યૂહ રચું છું અને તેની શુંડને સ્થાને અમો (અમે પોતે) દુઃશાસન સહિત ઊભું (ઉભા રહીએ છીએ), તમે સર્વે શુંય શુંય (શું) ડરો છો? હાથીના બે દાંત (દંતૂશળ)ની જગોએ અશ્વત્થામા અને કૃપાચાર્ય નામે વડા (મોટા) આચાર્ય ઊભા રહે. ('વડા' એ દાંતનું પણ વિશેષણ થઈ શકે). શકુનિ અને શત (સો) કૌરવ એ ગંડસ્થળની

નિવાતકવચ પૃચ્છ, ઘંટસ્થાન ગજસેન,
એવો વ્યૂહ રચી રોળું, ભીમ ભાળતાંની વાંત;
વે'લો આવી વઢે હુંથી, પે'લો રહે સર્વથી એ,
હાથી અંગ સ્થૂળ તેથી, સિંહ શું તોડે ન દાંત !
કૃષ્ણાર્જુન ઘટી એક, આચાર્ય બે વારી રાખે,
દુઃશાસન હાથ ભીમ, મરાવું તો ખરો દાંત;
સર્વ વાહ વાહ કયે, ધન્ય ધન્ય કર્ણ શૂર,
એક નવ ડોલે કૃપ, સાર લહે જે વેદાંત. ૧૫૩

---

જગોએ રજુ (હાજર) રહેશે. ગ્રીવા–ગરદન. ચાર પાય ઇ૦– ૧ના ચાર પગને ઠેકાણે ચાર અંગવાળી સેના સહિત પ્યાદાઓનું સેન રહે હવે બાકીનો વ્યૂહ કેમ કરવો તે કહું છુ તે તું સાંભળ.

૧૫૩ નિવાતકવચ નામે દૈત્યો તેના પુચ્છ ( પૂછડાના ) સ્થાનમા રહે, અને હાથીના ઘંટની જગોએ ગજ ( હાથી )નું સેન રહે. એવો વ્યૂહ રચીને ભાળતાંની વાંત ( જોતાંમાંજ ) ભીમને રોળું. ભીમ કેમ રોળાશે તેનુ કારણ કર્ણ કહે છેઃ વે'લો ઇ૦–ભીમ વેહેલો આવીને હુંથી ( મારી સાથે ) વઢે ( વઢશે ) કેમકે યુદ્ધમાં એ સર્વથી પેહેલો ( આગળ ) રહે છે. તમે કહેશો કે એ મોટા શરીરવાળો છે માટે એને શી રીતે હરાવશો ? તો હાથી ઇ૦– હાથી અંગે સ્થૂલ ( મોટો ) છે તેથી સિંહ શું તેના દાંત તોડે નહિ ? અર્થાત્ સિંહ જેવો હું હાથી જેવા ભીમનો પરાજય કરીશ. ભીમનો તો તમે પરાજય કરશો પણ કૃષ્ણ અને અર્જુન જેવા યોદ્ધા તેનું રક્ષણ કરશે ત્યાં તમારૂં શું ચાલશે ? એ શંકા નિવૃત્ત થવા તે કહે છે કે, બે આચાર્યો ( કૃપાચાર્ય અને અશ્વત્થામા ) કૃષ્ણ અને અર્જુનને એક ઘટી ( ઘડી ) વારી (અટકાવી) રાખે –રાખશે. અને એવી રીતે કરીને દુઃશાસનને હાથે હું ભીમને મરાવું તો મને ખરો દાંત ( દમનશીલ–ડાહ્યો ) જાણજો. કર્ણનું આ કથન સાંભળીને શૂરા કર્ણને ધન્ય છે ધન્ય છે, એમ સર્વે તેની વાહવાહ કહેવા લાગ્યા, પણ વેદાંતના સારને જાણનાર ( અર્થાત્ દીર્ઘદર્શી ) કૃપાચાર્ય માત્ર ડોલ્યા નહિ–તેમણે કર્ણનાં વખાણ કર્યાં નહિં.

